# ઇન્કમટેક્સ

સબંધી

# મારી રેડિયો ઉપરની વાતચીત અને લેખો




લેખક:

ભોગીલાલ ચીમનલાલ શાહ

ઇન્કમટેક્સ કન્સલટન્ટ





ધી સ્ટેટ્સ પીપલ લિમિટેડ

૧૩૮, મેડોઝ સ્ટ્રીટ કોટ, મુંબઈ.

# ઇન્કમટેક્ષ

સંબંધી

# મારી રેડિયો ઉપરની વાતચીત

અને લેખો

(ધી ઓલ ઈંડિયા રેડિયોના સૌજન્યથી)

: લેખક :

ભોગીલાલ ચીમનલાલ શાહ

ઇન્કમટેક્ષ કન્સલટન્ટ

ધી સ્ટેટ્સ પીપલ લિમિટેડ

૧૩૮, મેડોઝ સ્ટ્રીટ

કોટ, મુંબઇ

# અર્પણ

---

**ખાનબહાદુર શ્રી. જે. બી. વાચ્છા,**

મુંબઈ ઈલાકાના પહેલા હિંદી કમિશ્નર ઑફ ઈન્કમટેક્ષ:—

ઈલાકાના ઈન્કમટેક્ષ ડીપાર્ટમેન્ટની હાલની આબાદીના મૂળમાં જેમનો મહાન અને અવિસ્મરણીય ફાળો છે,

**નીતિ પરાયણતા** અને ફરજપાલનની તીવ્ર ધગશ સાથે સહૃદયતાનો સુમેળ સાધીને જેમણે પ્રજા અને સરકાર ઉભય પક્ષનો ચાહ સંપાદન કર્યો છે,

અણીશુદ્ધ નિષ્પક્ષપાતપણું ને જ્વલંત કાર્યકુશળતાથી જેમની કારકીર્દિ ઉદાહરણીય બની છે,

જેમની પ્રેરણાથી મારી અદ્યતન આબાદી ને વિકાસ શકય બન્યા છે,

તેમને સાદર સમર્પણ.



# નિવેદન

---

આવકવેરાના કાયદામાં ક્રમશઃ ફેરફારો થયા ને તેની વિસ્તૃત સમજુતી આપતાં અંગ્રેજી પુસ્તકો બહાર પડયા. 'આવકવેરાના નિષ્ણાતો' (IncomeTax Experts) અને ધંધાદારી વકીલ બેરીસ્ટરોને આથી જરૂર લાભ થયો. જ્યારે વેપારી આલમ, અમુક અંશે પરભાષાના તલસ્પર્શી જ્ઞાનના અભાવે, અને બહુધા સમયના અભાવે આ લાભથી વંચિત રહી.

એ સર્વ વિદિત છે કે આવકવેરા સાથે એક યા બીજા પ્રકારે સંબંધ ધરાવતો ઘણો મોટો ભાગ ગુજરાતીઓનો છે. એમની જરૂરિયાત માટે આવકવેરાનો કાયદો અથ થી ઇતિ સુધી સવિસ્તર સમજુતી સાથે ગુજરાતી ભાષામાં પુસ્તકાકારે પ્રગટ થાય એવી ઘણા સમયથી મને ઇચ્છા હતી. એમાં મારા અંગત સ્નેહી શ્રી તનુભાઇ દેવીદાસ દેસાઇ (સોલીસીટર) નો મને સાથ મળ્યો. ઓફીસના કામકાજનો બોજો ને ઈતર પ્રવૃત્તિઓમાં અનિવાર્ય રોકાણ છતાં આજે તો એ પુસ્તકનું કામ અર્ધ ઉપરાંત પુરૂં થઈ ગયું છે.

આવકવેરાના નવા કાયદામાં એટલા પ્રમાણમાં મહત્ત્વના ફેરફારો કરવામાં આવ્યા છે કે તેને આવકવેરાનો 'સુધરેલો કાયદો' ન કહેતાં 'તદ્દન નવોજ કાયદો' કહીએ એ ઉચિત છે.

આ નવા કાયદામાં કર ભરનારાઓ ઉપર ઘણી ફરજો નાખવામાં આવી છે, જેના પાલન માટે પ્રથમ તો એની સચોટ સમજુતી આપે એવી પુસ્તિકાની આવશ્યકતા ઉભી થાય છે. આવકવેરાના કાયદામાં ફેરફાર થવાની હજુ તો વાતો થતી હતી ત્યારથી જ હું એમાં રસ લેતો આવ્યો છું. એ ફેરફારોથી થતી અસર વિષે શાસ્ત્રીય છણાવટ કરતા લેખો મેં અવાર નવાર છાપાઓમાં પણ આપેલા. કેટલીક અવહેવારૂને કડક કલમોનો એમાં સમાવેશ થયેલો છે, એ પ્રત્યે મેં સમસ્ત વેપારી આલમનું તેમજ ધારાસભાના ઘણા સભ્યોનું ધ્યાન પણ દોર્યું હતું. અને જ્યારે આવકવેરાનું બીલ કાયદા તરીકે પસાર થયું ત્યારે મેં અને શ્રી તનુભાઇએ તેનો અભ્યાસ કરી જુદી જુદી કલમોની વિગતવાર સમજુતી આપતા લેખો તૈયાર કરી છાપાઓમાં પ્રસિદ્ધ કરાવ્યા. પરિણામ એ આવ્યું કે, એ બાબત વધુ જાણવાની વેપારી આલમની જીજ્ઞાસા સતેજ થઇ; ને એ લેખોને પુસ્તકાકારે પ્રગટ કરવાની આગ્રહભરી માગણી ઓના પરિણામરૂપ આ પુસ્તિકા પ્રગટ થઇ છે. એના બીજા ભાગમાં ઉપરોક્ત લેખો પ્રગટ કરવાની સંમતિ આપવા બદલ હું શ્રી. તનુભાઇનો આભાર માનું છું.

ધી ઓલ ઇન્ડિયા રેડીઓ તરફથી આવકવેરા વિષયક વાતો 'Broadcast' કરવાનું મને આમંત્રણ મળ્યું. કરભરનારાઓની સેવા કરવાની મળેલી તકનો મેં સહર્ષ સ્વીકાર કર્યો, એકંદર ૭ વાતચીતો ગોઠવાયેલી. એમાં પ્રથમ તો મેં આવકવેરાનું પધ્ધતિસર અવલોકન કર્યું, અને પછીથી મારા અનુભવથી જણાયેલી કરભરનારાઓની મુશ્કેલીઓ વીગેરે લક્ષ્યમાં રાખી એને અનુરૂપ સવાલો ઉપજાવ્યા અને યોગ્ય ઉત્તરોદ્વારા એનું નિરૂપણ કરવાનો યથાશક્ય પ્રયાસ કર્યો જે વાંચકોને સુવિદિત છે. આ 'વાતચીતો'ને અંતે મારા મિત્રો અને ધંધાદારી સંબંધીઓ તરફથી એને પુસ્તિકારૂપે પ્રગટ કરવાનું આગ્રહભર્યું સુચન થયું. પ્રથમ તો મેં સંકોચસહ ના સુણાવી પણ દિવસાનું દિવસ એમના વધતા જતા દબાણને વશવર્તી 'ઓલ ઇન્ડિયા રેડીઓ' પાસેથી મારી વાતચીતોને પ્રગટ કરવા દેવા માટેની પરવાનગી માગી જે મળવા માટે હું એમનો ઋણી છું.

પુસ્તિકાના જન્મનો આ સંક્ષિપ્ત ઇતિહાસ થયો. એના બે વિભાગ પાડયા છે, પ્રથમ વિભાગમાં રેડીયોપરની વાતચીતો અને દ્વિતીય વિભાગમાં મેં અને શ્રી. તનુભાઇએ લખેલા લેખો આપવામાં આવ્યા છે. મને આશા છે કે, બંને ભાગો એકમેકની ઉણપ પુરશે.

કાયદાને ગુજરાતી ભાષામાં સમજાવવાનું કઠીન છે. એમાં પણ આવકવેરાના અટપટા કાયદાને સમજાવવાનું તો દુષ્કર છે. સામાન્ય વાંચકને પણ મુશ્કેલ ન પડે એવી સાદી સીધી ઘરગથ્થુ ભાષા વાપરવાના પૂરા પ્રયત્ન પછી પણ થોડી ઘણી ઉણપો રહી જવાનો મને ભય રહે છે જે માટે વાંચકો દરગુજર કરશે.

આ નાની પુસ્તિકા મને પૂજ્ય ને વંદનીય એવા મુંબઇ ઇલાકાના માજી કમિશ્નર ઓફ ઇન્કમટેક્ષ ખાનબહાદુર શ્રી. જે. બી. વાચ્છાને અર્પણ કરૂં છું.

આવકવેરા ખાતાનો હાલનો વિસ્તાર અને આબાદી એમને આભારી છે. આ પુસ્તિકાનો જન્મ એમની પ્રેરણાનો પરિપાક છે. એમનેજ ફુલપાંખડી ન્યાયે આ પુસ્તિકા સાદર કરવાના મળેલા સુઅવસરમાં હું મારૂં મહદ્ ભાગ્ય સમજું છું. આશા છે કે મારી આ નમ્ર માગણીનો સ્વીકાર કરી તેઓ મને કૃતાર્થ કરશે.

અંતમાં, આ પુસ્તિકાના 'પ્રુફ' સુધારવામાં, ને વખતસર સુઘડ છપાઇ કામ કરી આપવામાં ખાસ જહેમત ઉઠાવવા બદલ 'જન્મભૂમિ કાર્યાલય'નો આભાર માનું છું,

તા૦ ક૦:—"વધારાના નફા" (Excess Profit Duty) ના કરના બિલની સમજ આપતો લેખ પાના ૭૪ પર આપવામાં આવેલ છે.

૪૧૮, કાલબાદેવી રોડ,
મુંબઇ. ૨
ફેબ્રુઆરી ૧૯૪૦

અસ્તુ !

**ભોગીલાલ ચીમનલાલ શાહ.**

# પૂર્વ ઈતિહાસ

આવકવેરાના કાયદામાં તાજેતરમાં ઘણા નવા સુધારાઓ થયા છે. એ સુધારાઓની અસર કર ભરવો પડે એવી દરેક વ્યક્તિ પર થવાની જ છે. આથી તે કાયદાનું ક્ષેત્ર અને તેની અસરથી જાહેર જનતા જાણકાર રહે એ ઈચ્છવા યોગ્ય છે અને તે ઉદ્દેશથી જ રેડિયો ઉપર આ કાયદાને અંગેની બાબતો ટૂંકમાં સમજાવવાનો હું આ નમ્ર પ્રયાસ આદરું છું.

"આવકવેરો" એટલે શું એ કહેવાની ભાગ્યે જ જરૂર છે. કેમકે એ શબ્દ જ સ્પષ્ટ કરે છે કે આવકવેરો એટલે આવક ઉપરનો કર છે. આ વેરાનો કાયદો બરાબર સમજવા માટે તેનો ઈતિહાસ જાણવો અત્યંત જરૂરી છે. એ ઇતિહાસ હું તમારી સમક્ષ ટૂંકમાં વર્ણવીશ.

આધુનિક યુગમાં કોઇ પણ દેશની નાણાંવિષયક રચનામાં આવકવેરાને ઘણું જ મહત્ત્વનું સ્થાન આપવામાં આવે છે. ઘણા દેશોમાં રાજ્યની કુલ આવકના ૩૦–૩૫ ટકા આવક આ કરમાંથી ઉપજાવવામાં આવે છે.

હવે આપણે આપણા દેશમાં અને ગ્રેટબ્રિટનમાં આવકવેરાની શરૂઆત ક્યારથી થઈ તે તપાસીએ.

ગ્રેટબ્રિટનમાં આવકવેરાની શરૂઆત સને ૧૭૯૮થી થઇ હતી. ફ્રાન્સ સાથેની લડતોને લીધે ગ્રેટબ્રિટનને નાણાંની ભારે અગવડ ભોગવવી પડી હતી. તેથી ૧૭૯૮માં એ નાણાંની જરૂરિયાતને પહોંચી વળવા માટે તેણે કાયદો કરી આવક પધ્ધતિ દાખલ કરી. પણ ૧૮૧૬માં ફ્રાન્સ સાથે સંધિ થતાં તે કાયદો રદ કરવામાં આવ્યો હતો. પછીના પચ્ચીસ વર્ષ સુધી કોઇએ તે કરનું નામ લીધું ન હતું. પણ સને ૧૮૪૨માં સર રોબર્ટ પીલે તે વેરાને ફરીથી સજીવન કર્યો અને ત્યારથી તે વેરો બ્રિટિશ અંદાજપત્રમાં કાયમનું સ્થાન ભોગવતો આવ્યો છે. વખતોવખત કરોમાં પણ હંમેશ મોટો વધારો થતો ગયો છે. અને આજે તો તે ઘણું મહત્ત્વનું સ્થાન ભોગવે છે અને જે કર થોડી પેનીથી શરૂ થયેલ તે આજે ઓછામાં ઓછા પૌંડના ચોથા ભાગ સુધી પહોંચી ગયો છે.

હિન્દમાં આ વેરાની શરૂઆત ૧૮૫૭ના સિપાઇઓના બળવાને લીધે આવકમાં પડેલી ખોટ પૂરી કરવા માટે થઈ. ત્યારે આપણા દેશમાં આવકવેરાનો કાયદો કરવામાં આવ્યો. આ વેરો હિન્દમાં પ્રથમ પહેલો સને ૧૮૬૦માં

નાખવામાં આવ્યો અને મોટે ભાગે તે વખતે બ્રિટનમાં જે વેરો ચાલુ હતો તે ધોરણે જ રાખવામાં આવ્યો હતો. આ માટે બસો જેટલી કલમોવાળો એક વિસ્તૃત કાયદો પણ પસાર કરવામાં આવ્યો હતો; પણ પાંચેક વર્ષના ટૂંકા પ્રયોગ પછી આ વેરો રદ કરવામાં આવ્યો હતો અને તેની જગ્યાએ બીજા સીધા કરો નાખવામાં આવ્યા હતા. ફરી પાછો આ વેરો સને ૧૮૬૯–૭૩ માં પાછો ચાલુ કરવામાં આવ્યો હતો પરંતુ ફરીથી તે રદ કરવામાં આવ્યો. સને ૧૮૮૬માં નાણાંભીડને લીધે સરકારે આ વેરો ફરીથી ચાલુ કર્યો. બસ, તે સાલથી તે વેરાએ હિન્દના અંદાજપત્રમાં કાયમનું સ્થાન લીધું. ને હવે તો ગ્રેટ બ્રિટનમાંના આવકવેરાની માફક હિન્દની કર પદ્ધતિમાં આ વેરો પણ એક અગત્યનું અંગ થઈ ગયો છે અને તે કર "કામચલાઉ"માંથી "કાયમ"નો થઇ ગયો છે.

હિન્દમાંના આવકવેરાનો ઇતિહાસ ચાર ભાગમાં વહેંચી શકાય તેમ છે. પ્રથમ ભાગ સને ૧૮૬૦થી સને ૧૮૮૫ સુધીનો ગણી શકાય. એ ભાગ જેને આપણે અંગ્રેજીમાં Period of trial and error કહીએ એટલે કે પ્રયોગ અને ભૂલનો સમય હતો. આ સમય દરમિયાનમાં આવકવેરો બે વખત દાખલ કરવામાં આવ્યો અને બે વખત રદ કરવામાં આવ્યો હતો.

બીજો ભાગ સને ૧૮૮૬થી સને ૧૯૧૪ સુધીનો પાડી શકાય. એ સમયને આપણે Period of consolidation તરીકે ઓળખી શકીએ. એટલે કે તે સમયમાં આ કાયદાએ નિશ્ચિત સ્વરૂપ લીધું. આ ભાગની શરૂઆતમાં આ વેરાના મુખ્ય સિદ્ધાંતો નક્કી કરવામાં આવ્યા હતા અને સરકારના મુખ્ય પ્રયત્નો તો વેરાની આંકણી માટે જોઈતું તંત્ર ઊભું કરવાના હતા. અવારનવાર આ વેરામાં સાધારણ સુધારા વધારા કરવામાં આવ્યા હતા. પરંતુ તેના મુખ્ય સિદ્ધાંતો તો સને ૧૯૧૪ના મહાયુદ્ધ સુધી તેના તે જ રહ્યા હતા. એ મહાયુધ્ધે નાણાંની તંગી ઊભી કરી અને નાણાંની એ તંગીને પહોંચી વળવા માટે આવકવેરાના કાયદામાં ગ્રેટબ્રિટનનાં ધોરણે ઘણી બાબતોમાં મહત્ત્વના ફેરફારો કરવામાં આવ્યા હતા.

ત્યાર પછીથી તે છેક ૧૯૩૯ના સુધારાવધારાવાળા આવકવેરાના કાયદા સુધીનો સમય એ ખરેખર ત્રીજો ભાગ કહી શકાય. મહાયુધ્ધ દરમ્યાન અને તે પછીના સમયમાં આવકવેરાનાં કાયદામાં ઝડપી અને વિસ્તૃત–વિશાળ સુધારાઓ થયેલા છે અને દરોમાં પણ વધારાઓ કરવામાં આવ્યા છે. આવકવેરો આજે તો હિન્દમાં સરકારને આવકનું એક મોટું સાધન છે.

વળી બીજા આવકોના સાધનોની સાથે સરખાવતાં તેનું મહત્ત્વ ઘણું જ વધારે છે.

આમ સુધારાવધારાવાળા સને ૧૯૩૯ ના કાયદાથી ચોથા ભાગની શરુઆત થાય છે. આ નવા સુધારાએ આવકવેરાનું તંત્ર ઘણું મજબૂત બનાવ્યું છે. 'સ્ટેપ સિસ્ટીમ' ને બદલે 'સ્લેબ સિસ્ટીમ' દાખલ કરીને તેમજ પહેલાં જે આવક ઉપર કર નહોતો લેવામાં આવતો તે આવકને પણ કાયદાની મર્યાદામાં લાવી આ સુધારાએ આવક વધારવામાં ઘણી મદદ કરી છે. આ સુધારા વિષે હું મારી બીજી વાતચીત દરમ્યાન વિસ્તારથી કહીશ.

છેલ્લા તેર વર્ષના અનુભવથી સરકારને લાગ્યું કે આવકવેરાના ક્ષેત્રમાં તેની જવાબદારીને અસર કરતા કેટલાક મૂળભૂત સિધ્ધાંતોમાં અને તેના કાયદાના તંત્રમાં ખાસ સુધારાઓ કરવાની જરૂર છે. આથી સરકારે સને ૧૯૩૫ ના ઓકટોબરમાં એક તપાસ સમિતિ નીમી. આ સમિતિના સભ્યો મુંબઇ ઇલાકાના માજી ઇન્કમટેક્ષ કમિશ્નર ખાનબહાદૂર જે. બી. વાચ્છા અને ગ્રેટબ્રિટનના બોર્ડ ઓફ ઇન્લેન્ડ રેવન્યુના મેસર્સ સી. ડબલ્યુ. આયર્સ તથા એસ. પી. ચેમ્બર્સ હતા. આ ત્રણ સભ્યોએ ઇન્કમટેક્ષ ખાતાની કાર્યપધ્ધતિ અને તેના તંત્રની બારીક તપાસ કરવા માટે આખા બ્રિટિશ હિન્દુસ્તાનની મુસાફરી કરી. તેમણે વ્યાપારી મંડળો અને જાહેર સંસ્થાઓ પાસેથી આવકવેરાના કાયદા, પધ્ધતિ અને તંત્રને અંગે લેખિત સૂચનાઓ મેળવી. આ ઉપરાંત એ સૂચનાઓ ઉપર સમિતિના સભ્યો સાથે વિસ્તારથી વિવેચન કરવા એ સંસ્થાઓને તક આપવામાં આવી. સને ૧૯૩૬ માં એ તપાસ સમિતિએ પોતાનો રિપોર્ટ—અહેવાલ—સરકારને સુપ્રત કર્યો અને તે સને ૧૯૩૭માં જાહેર પ્રજાની જાણ માટે બહાર પાડવામાં આવ્યો. હાલમાં કાયદામાં કરવામાં આવેલા ફેરફારો મોટે ભાગે સને ૧૯૩૬ની ઇન્કમટેક્ષ તપાસસમિતિની ભલામણોને અનુલક્ષીને થયેલા છે.

રિપોર્ટ માંહેની ભલામણોને સ્વીકારી તેને કાયદાનું સ્વરૂપ આપવા માટે સરકારે બિલ રજૂ કર્યું હતું. આ બિલને ભલામણોની સાથે સરખાવીશું તો આપણને માલમ પડશે કે રિપોર્ટની ભલામણોને બિલમાં લગભગ તેના મૂળ સ્વરૂપમાં રાખવામાં આવેલી છે અને કેટલીક જગ્યાએ તો મુદ્દલ ફેરફાર કરવામાં આવ્યો નથી.

# કાયદામાં સુધારાવધારા કરવાના મુખ્ય પાંચ મુદ્દાઓ

આ સુધારાઓમાં અને નવી દાખલ કરેલી કલમોમાં પાંચ મુખ્ય મુદ્દાઓ બહાર તરી આવે છે.

**જાતે ફૉર્મ ભરી મોકલાવવાની કર ભરનારાઓ ઉપર નાખેલી ફરજ:–**

આમાંનો પહેલો મુદ્દો આવકવેરો ભરવાથી ખોટી રીતે છટકી જનાર ઉપર અંકુશ મૂકવાનો અને જ્યારે એવી રીતે છટકી જનાર વ્યક્તિ પકડાય ત્યારે તેના ઉપર ભારે દંડ નાખવાનો છે. આ બાબતમાં સૌથી મહત્ત્વની કલમ ૨૨ (૧) છે. આ કલમમાં જણાવવામાં આવ્યું છે કે ઈન્કમટેક્ષ ઓફિસર તરફથી કર ભરવાની રીતસર, અત્યાર સુધી જેમ મળતી હતી તેવી રીતે, નોટિસ ન આવે તો પણ કર ભરનારે પોતાની આવકનો હિસાબ ઈન્કમટેક્ષ ઓફિસરને મોકલી આપવો જોઈએ. જે કર ભરનાર પોતાને ઇન્કમટેક્ષ ઓફિસર તરફથી નોટિસ મળી નથી એવું બહાનું કાઢી કર ભરવા-માંથી છટકી જવા માગતો હોય તેવાને કર ભરતો કરવાનો આનો હેતુ છે. આ વિષે હું લંબાણથી મારી હવે પછીની વાતચીતમાં બોલીશ.

**કાયદેસર છટકી જનારાઓ ઉપર મૂકેલા અંકુશો:–**

બિલનો બીજો મુદ્દો પણ કરમાંથી છટકી જવાની બાબતનો છે, પરંતુ આ છટકી જવાનું બીજી રીતનું હોય છે, વિલાયતમાં આને 'લીગલ એવોઇડન્સ' એટલે કે કાયદેસર છટકી જવાનું કહેવામાં આવે છે, કાયદે-સર છટકી જવાનો અર્થ એવો થઇ શકે કે કર ભરવા બાબતનો જે કાયદો હોય તેનો શબ્દાર્થ લેવામાં આવે. પરંતુ તેના હેતુ અગર તો પ્રાણનો વિચાર કરવામાં ન આવે એટલે કે–the method of evading the tax by complying with the letter of the law but not with the spirit or the intention. અને આવી પદ્ધતિથી જે કંઇ દૂર થઇ શકે તેને "લીગલ એવોઇડન્સ" કહેવામાં આવે છે.

સામાન્ય રીતે બોલતાં આવો કર ન આપવા માટે માણસો એવી જાતના દસ્તાવેજો અગર વ્યવસ્થા કરે છે કે જેથી વાસ્તવિક રીતે એક માણસની આવક હોય પરંતુ તે બીજા માણસની આવક તરીકે બતાવવામાં આવે છે. દાખલા તરીકે બૈરી તથા છોકરાના નામ ઉપર મિલકત ચઢાવીને અથવા તેમના ભાગી-દારીમાં નામો દાખલ કરીને છટકાતું અને આ બીજો માણસ કાં તો હિન્દમાં

રહેતો ન હોય તેથી તેને કર લાગુ ન પડતો હોય અગર લાગુ પડતો હોય તો થોડો જ હોય અથવા આવક હોય તેને કાયદેસર મૂડી તરીકે ગણાવે એટલે કે–what is substantially income is shown legally as Capital–અને આવી રીતે કર ન ભરે.

**'સ્ટેપ' સીસ્ટીમને બદલે 'સ્લેબ' સીસ્ટીમ:-**

કાયદાનો ત્રીજો મુદ્દો આવકવેરાને વ્યક્તિગત ભાર રૂપ નહિ બનાવતાં બધા ઉપર સરખી રીતે પડે તે છે. આ બાબતમાં મહત્ત્વનો ફેરફાર જે મેં અગાઉ જણાવ્યો હતો તે "સ્ટેપ" સિસ્ટીમ ઉપરથી 'સ્લેબ" સિસ્ટીમ દાખલ કર્યાનો છે. આ બે સિસ્ટીમોનો તફાવત હું તમને ટૂંકમાં સમજાવીશ. સ્ટેપ સિસ્ટીમ પ્રમાણે અમુક હદ સુધીની આવક ઉપર અમુક દરે કર લેવામાં આવે છે અને તે હદથી આવક વધતાં વધારે દરે કર લેવામાં આવે છે અને ઉત્તરોત્તર આવક વધતી જાય તેમ કર વધતો જાય. જેમકે રૂ. ૨૦૦૦થી રૂ. ૪૯૯૯ની અંદરની આવક હોય તો છ પાઇ અને સરચાર્જની અરધી પાઇ લેખે કર લેવાતો; પણ આવક જો રૂ. ૫૦૦૦થી વધે તો નવ પાઇ અને સરચાર્જ લાગે અને રૂ. ૧૦,૦૦૦થી વધે તો બાર પાઇ અને સરચાર્જ લાગે.

સ્લેબ સિસ્ટીમ પ્રમાણે આવક ગમે તેટલી મોટી હોય છતાં તેમાંનો પહેલો ભાગ આવકમાંથી બાદ કરવામાં આવે છે. તે પછીના બીજા ભાગપર સહેજ ઓછા દરે કર લેવામાં આવે છે, તે પછીના ભાગ ઉપર જરા વધારે દરે કર લાગુ પાડવામાં આવે છે અને તે પ્રમાણે આવક વધતી જાય તેમ તેમ કરનો દર પણ ધીમે ધીમે વધતા ભાગો ઉપર વધતો જાય છે. જેમકે રૂ. ૧૫,૦૦૦ની આવક જો હોય તો પહેલાં રૂ. ૧૫૦૦ ઉપર કાંઈ કર લેવાય નહિ. પછીના રૂ. ૩૫૦૦ ઉપર નવ પાઇ લેખે કર ગણાય, તે પછીના રૂ. ૫૦૦૦ ઉપર પંદર પાઈ લેખે ગણાય અને પછીના રૂ. ૫૦૦૦ ઉપર ચોવીસ પાઇ લેખે ગણાય. આ રીતે રૂ. ૧૫૦૦૦ ને ચાર ભાગમાં વહેંચી નાખી કર ગણાય છે. પહેલો ભાગ રૂ. ૧૫૦૦, બીજો ભાગ રૂ. ૩૫૦૦, ત્રીજો ભાગ રૂ. ૫૦૦૦ અને ચોથો ભાગ રૂ. ૫૦૦૦.

આ નવી સીસ્ટીમ દાખલ કરવાથી શું શું ફેરફારો થાય છે તે નીચે દર્શાવેલી જૂના અને નવા દરોની રીતથી અમુક રકમો ઉપર ગણેલા ટેક્ષની સરખામણીથી સમજ પડી શકશે.

| આવકની રકમ | જૂના દરો પ્રમાણે ભરવાનાં કરની રકમ | નવા દરો પ્રમાણે ભરવાનાં કરની રકમ |
|---|---|---|
| રૂ. | રૂ. | રૂ. |
| ૨૦૦૦ | ૧ | — |
| ૨૧૫૦ | ૭૩ | ૩૦ |
| ૨૫૦૦ | ૮૫ | ૪૭ |
| ૩૦૦૦ | ૧૦૨ | ૭૦ |
| ૪૦૦૦ | ૧૩૫ | ૧૧૮ |
| ૫૩૩૩ | ૨૭૧ | ૧૯૦ |
| ૮૦૦૦ | ૪૦૬ | ૩૯૮ |
| ૯૦૦૦ | ૪૫૭ | ૪૭૭ |
| ૧૦૬૦૦ | ૭૧૮ | ૬૩૦ |
| ૧૫૦૦૦ | ૧૦૧૭ | ૧૧૮૦ |
| ૨૬૫૦૦ | ૨૮૪૧ | ૩૦૭૦ |
| ૩૦૦૦૦ | ૩૨૧૭ | ૩૮૩૬ |
| ૬૦૦૦૦ | ૧૦૩૨૫ | ૧૨૨૭૪ |
| ૮૦૦૦૦ | ૧૪૮૪૦ | ૧૯૧૪૯ |

**પરદેશની આવક :–**

આ પત્રકનો મહત્ત્વનો મુદ્દો પરદેશની આવક પરના કરની આકારણીનો છે. પહેલાં પરદેશની આવક જ્યારે બ્રિટિશ હિન્દમાં લાવવામાં આવતી ત્યારે જ તે આવક ઉપર કર લાગુ પાડવામાં આવતો હતો પરંતુ હવે આવક હિન્દુસ્તાનમાં લાવવામાં આવી હોય કે ન હોય તો પણ કેટલાક સંજોગોમાં પરદેશમાં થયેલી આવક ઉપર કર લેવામાં આવશે. આ વિષય ઉપર હું હવે પછી વિસ્તારથી જણાવીશ.

આ ઉપરાંત વેપારની ખોટને બીજા વરસમાં ખેંચી જવાનો મુદ્દો છે. આ મુદ્દા સાથે સાંચાકામ અને બીજી અસ્કયામતોના ઘસારાની રકમનો સવાલ સંકળાયેલો છે.

## વ્યક્તિઓનાં મંડળો:-

કર નાખવાની રીતમાં મહત્વનો મુદ્દો જેના ઉપર જાહેર પ્રજાનું બહુ ધ્યાન ખેંચાયું નથી પરંતુ જે ઘણો મહત્વનો છે તે વ્યક્તિગત આસામીઓના મંડળને લાગુ પડતા કર બાબતનો છે. ભૂતકાળમાં જ્યાં મિલકતનું સંયુક્ત માલિકીપણું જે ભાગીદારીના ધંધાથી જુદી જાતનું હતું તેવા માલિકીપણાં સાથે સંબંધ ધરાવતા સંયુક્ત માલિકોને વ્યક્તિઓના મંડળ તરીકે "Association of Individuals" ગણવામાં આવતા હતા અને આની અસર એ થતી કે આવક ઉપરનો કર દરેક માણસને જુદો ગણ્યો હોત તો જે કર આપવો પડત તેના કરતાં ઘણી જ મોટી રકમ–થોડા અપવાદો સિવાય–આ વ્યક્તિગત માણસોને સંયુક્ત મંડળ તરીકે ગણવાથી આપવી પડતી હતી. આ બાબતમાં હવે સુધારો થયો છે

## વીમા કંપનીઓ:-

વીમા કંપનીઓની બાબતમાં પણ પહેલા વીમા કંપનીઓની આવક સેન્ટ્રલ બોર્ડ ઓફ રેવન્યુએ ઘડેલા નિયમોને અનુસરીને નક્કી કરવામાં આવતી હતી. મોટા પ્રમાણમાં આવકવેરો ભરતી આ મહત્વની વીમા કંપનીઓની આવક પરની આકારણી ધારાસભાના કાયદાને અનુસરીને થાય અને આવક વેરાના જ કાયદામાં તેને સ્થાન મળે તે ઉચિત હતું, જેથી કારોબારીતંત્ર આ કંપનીઓ ઉપર કર નાખવાની રીતનાં કાનૂનોમાં ફેરફાર ન કરી શકે. આ હેતુ સિદ્ધ કરવા માટે વીમા કંપનીઓને લગતા જે નિયમો હતા તેને કાયદાપોથી ઉપર લાવવામાં આવ્યા છે.

## ઇનકમટેક્ષ ખાતાનાં સંચાલનમાં મહત્વનાં ફેરફારો:-

આવકવેરાના કાયદાનો ચોથો મુદ્દો કરની આકારણી અને એકઠી કરવાના તંત્રને સુધારવાનો ( To improve the assessment and collection Machinery ) છે. પ્રથમ મેં આ કાયદામાં થયેલા સુધારાના ત્રણ મુદ્દાઓ વર્ણવ્યા એ સુધારાઓને અસરકારક બનાવવા હોય તો તંત્રમાં સુધારો કર્યા વગર ચાલે તેમજ નથી. આ તંત્ર સુધારવામાં જે મુખ્ય ફેરફાર કર્યો છે તે એ

કે એસિસ્ટન્ટ કમિશનરની બે જવાબદારીઓ હતી. એક ન્યાયખાતાને લગતી હતી એટલે કે ઇન્કમટેક્ષ ઓફિસરે કરની જે આકારણી કરી હોય તે ઉપર થયેલી અપીલો સાંભળવાની હતી અને બીજી જવાબદારી ઇન્કમટેક્ષ ઓફિસરો ઉપર

દેખરેખ રાખવાની, તેમને સૂચનાઓ આપવાની અને તેમનું કામ તપાસવાની કારોબારી સત્તા હતી. આમ કારોબારી અને ન્યાયખાતાનાં કામોનું મિશ્રણ એક જ વ્યક્તિમાં થવાથી બે જાતના ગેરફાયદાઓ થતા હતા. એક તો કર ભરનારાઓને એવું બહાનું મળતું હતું કે એસિસ્ટન્ટ કમિશનર તો કર એકઠું કરનાર તંત્રનું વાસ્તવિક રીતે બીજું જ અંગ છે અને તેમનામાં કેસ વિષે પૂર્વગ્રહ બંધાઇ ગયેલો હોવાથી કરની આકારણીમાં ચુકાદો ન્યાયસર ન આપી શકે અને તેઓ ઇન્કમટેક્ષ ખાતાના વડા હોવાથી પોતાના હાથ નીચેના માણસોએ જે દષ્ટિબિન્દુ લીધું હોય તેનાથી જુદું દષ્ટિબિન્દુ ન લે.

આ ટીકાની અવગણના કરીએ તો પણ કારોબારી અને ન્યાયખાતાનાં કામો એસિસ્ટન્ટ કમિશનર એકલાનેજ કરવાનાં હોવાથી તેમને કામનો ઘણો બોજો રહેતો હતો, અને આવી બાબતોમાં ન્યાયખાતાના કામને પહેલી પસંદગી આપવાની હોવાથી કારોબારી કામ–અને ખાસ કરીને ઇન્કમટેક્ષ ઓફિસો તપાસવાનું કામ–બોરંભે પડયું હતું.

આ બે કામોને કેવી રીતે છૂટાં પાડયાં છે અને તે માટે કેવું તંત્ર ગોઠવ્યું છે તે વિષે તેમજ સમરસેટ હાઉસ ખાતે ટેકનિકલ સ્ટાફની હરોળમાં ઊભે એવા સ્ટાફ વિષે તથા ભારે મોટા દંડને વર્ષો સુધી લંબાવી શકાય તે બાબતમાં હું પાછળથી મારી વાતોમાં વિસ્તારથી જણાવીશ.

હવે હું કાયદાના પાંચમા મુદ્દા પર આવીશ. એ મુદ્દો વધારે રેવન્યુ મેળવવાનો છે. જો કરમાંથી છટકી જવાનું અટકાવવામાં આવે તો વધુ નાણાં મેળવી શકાય. એ કાયદેસરનું છટકી જવાનું અટકાવવામાં આવે તો ઘણાં વધારે નાણાં મેળવી શકાય.

હવે પછી હું મારી રેડિયો પરની બીજી વાતોમાં એક એક મુદ્દાઓ લઇને વિસ્તૃત રીતે બોલીશ.

---

## વાતચીત બીજી

મારી ગઈ વાતચીતમાં મેં તમને આવકવેરાનો ટૂંકમાં ઈતિહાસ અને તેના કાયદામાં તાજેતરમાં થયેલા સુધારાઓના હેતુઓ વિષે જણાવ્યું હતું.

હવે હું તમને આખાએ કાયદામાંથી એક પછી એક મુખ્ય મુદ્દાઓ લઈ વિસ્તારથી સમજાવીશ.

સુધારા પછીનો આખોયે કાયદો કુલ દસ પ્રકરણ (Chapters) માં વહેંચી નાખવામાં આવ્યો છે અને તે પ્રકરણોમાં કુલ્લે "અ, બ" વગેરે ગણતાં ૧૧૧ કલમો છે.

શરૂઆત કરતાં પહેલાં મારે તમને જણાવવું જોઈએ કે આ કાયદાના મુદ્દાનું વિવેચન કરતી વખતે હું તેને મનોરંજક (Interesting) સ્વરૂપમાં નહિ બતાવી શકું, કારણ કે આ કાયદો ઘણો જ અટપટો (Technical) અને અરસિક છે અને તેને લીધે તેને રમૂજી બનાવવા જતાં, મને ભય રહે છે કે, કદાચ તેનો આખો યે મર્મ જતો રહે. જો કે મને લાગે છે અને કદાચ દરેકને લાગશે કે આ કાયદાના મુદ્દા સમજાવવા તેમજ સમજવા એ લગભગ અશક્ય બને; પણ હું ધારું છું કે તેની અગત્યતા–ઉપયોગિતા–જોતાં દરેકે–જો કે તે પહેલી દૃષ્ટિએ મુશ્કેલ લાગે છતાં–તેને તેનાં મૂળ સ્વરૂપમાં મુખ્યત્વે કરીને (either in Substance or in its form) સમજવા પ્રયત્ન કરવો જોઈએ.

સુધારાઓનો પહેલો મુદ્દો, જો કે તે કલમોના ક્રમ પ્રમાણે કદાચ નહિ હોય, છતાં ઘણો જ અગત્યનો હોવાથી તેને હું પહેલો લઈશ.

# ટ્રિબ્યુનલ પધ્ધતિ

કલમ ૫ (અ) થી કર ભરનારને જૂના કાયદાથી મળતી તે કરતાં વધારે રાહત અથવા વધારે સારો ન્યાય મળી શકે એવી ગોઠવણ કરવામાં આવી છે. આને આપણે ન્યાયમંદિર–ટ્રિબ્યુનલ–નાં નામથી ઓળખીશું.

જૂના કાયદા હેઠળ દરેક અપીલો આવકવેરા–ખાતાનો કારભાર કરવા માટે નીમેલા ઉપરીઓ જ–ઈન્કમટેક્ષ ખાતાના અધિકારીઓ જ–Administrative Superiors of the Departments–સાંભળતા અને અંતમાં ફક્ત કાયદાના પ્રશ્નોને લગતા મુદ્દા ઉપર જ અમુક સંજોગોમાં વરિષ્ઠ અદાલતમાં જઈ શકાતું અને એના ઉપર પ્રીવી કાઉન્સીલમાં અરજી કરવાનો હક્ક રહેતો.

આ પદ્ધતિના વર્ષોના વહીવટથી એવું માલમ પડયું કે એ પદ્ધતિ બહુ જ ખામીવાળી હતી અને તેમાં ખાસ કરીને એક મુખ્ય મુદ્દામાં તેની ખાસ ઉણપ જણાઇ આવતી હતી. આ ઉણપ તે એ કે અમુક કાયદાનો પ્રશ્ન વરિષ્ઠ અદાલતમાં આવે તે પહેલાં તે પ્રશ્ન એક સ્વતંત્ર ટ્રિબ્યુનલ પાસે ચર્ચાવો જોઇએ અને તેનો અભિપ્રાય અને ચુકાદો મેળવવો જોઇએ. કારણ કે દરેક પ્રશ્ન વરિષ્ઠ અદાલતમાં આવે તો ન્યાય મોંઘો અને ખૂબ ઢીલ પછી મળે. બીજું કાયદાના પ્રશ્નો નહિ પરંતુ બીજા Questions of factમાં તો સ્વતંત્ર નિષ્પક્ષી ન્યાય કોઇ પણ વખત મળતો નહિ. આને માટે એવું ઠરાવવામાં આવ્યું છે કે એસિસ્ટંટ એપેલેટ કમિશનરે ઇન્કમટેક્ષ ઓફિસરના ચુકાદા ઉપર અરજી સાંભળ્યા પછી બીજી અરજી સરકાર તરફથી ઊભી કરેલી ખાસ અદાલત (Tribunal) માં થઈ શકશે.

આ ટ્રિબ્યુનલનાં સભ્યો મધ્યસ્થ સરકાર તરફથી સ્વતંત્ર રીતે ન્યાય-સભાના કામ માટે તથા એવા બીજા મુદ્દાઓ માટે નીમવામાં આવે છે તેવી રીતે નીમાશે.

પહેલાં તો આ ટ્રિબ્યુનલ આશરે કુલ દસ સભ્યોની બનશે. તેમાંના અડધા ન્યાય કરવાને લાયક અને કાયદાશાસ્ત્રીઓ હોય એટલે કે ડિસ્ટ્રિકટ જજના દરજ્જાના અને તેથી નીચેના નહિ તેવા નીમાશે, અને બીજા અડધા જેને આપણે એકાઉન્ટંટ સભ્યોને નામે ઓળખી શકીએ એટલે કે જેઓ નામાની બાબતમાં તથા વેપાર વગેરેની આંટીઘૂંટીઓના બરાબર જાણકાર હોય તેવાને નીમવામાં આવશે.

આવા સભ્યોને બબ્બેના વિભાગમાં (Group) માં વહેંચી નાખવામાં આવશે અને અપીલો આ બે સભ્યો જેમાંનો એક કાયદાનો જાણકાર અને બીજો નામાં તથા વેપારી જ્ઞાનનો અનુભવી હશે તેઓ બન્ને સાથે બેસીને સાંભળશે. જ્યારે કોઇ કેસમાં નામાંનાં તથા વેપાર વિષેના મુસ્કેલીભર્યા પ્રશ્નો ઊભા થશે ત્યારે ત્યાં ઉપર જણાવેલા નામા તથા વેપારીજ્ઞાનના અનુભવીનાં જ્ઞાન અને અનુભવ કામમાં આવશે, અને જ્યારે કાયદાનાં પ્રશ્નોમાં મુસ્કેલી આવશે ત્યાં આવા કાયદાના સભ્યના અનુભવ અને જ્ઞાન કામમાં આવશે.

વધારામાં એવી પણ ગોઠવણ કરવામાં આવી છે કે કોઇ બાબતમાં જો આ બે સભ્યો એકમત ન થઇ શકે એટલે તેમની વચ્ચે મતભેદ પડે

૨૮૯૨૧

તો તે બાબત ટ્રિબ્યુનલના પ્રમુખની આગળ રજૂ કરવામાં આવશે અને પ્રમુખ આ બાબત ઉપર બીજા સભ્યોનો અભિપ્રાય લઇ વધુમતે જે નક્કી થાય તેવો ચુકાદો આપશે. આને માટેના ધડવાના નિયમો અને તેના સંચાલનને લગતી બાબતો નક્કી કરવાનું કામ ટ્રિબ્યુનલના પ્રમુખને સોંપવામાં આવશે.

જ્યારે આવી ટ્રિબ્યુનલ માટે પહેલી વાર વિચાર કરવામાં આવ્યો હતો ત્યારે એક મોટી મુશ્કેલી રજૂ કરવામાં આવી હતી. આ મુશ્કેલી તે એ હતી કે આવી સગવડતાને લીધે અપીલો મોટા પ્રમાણમાં કરવામાં આવશે, અને તેમાં કેટલીક તદ્દન નજીવી જેવી પણ હશે, અને આ રીતે આ ટ્રિબ્યુનલ પાસે અપીલોનો ઢગ થશે. આવા ઢગને અટકાવવા કાંઇ ગોઠવણ થવી જોઇએ; નહિ તો આવી અપીલો સાંભળવા સભ્યોમાં એટલો બધો વધારો કરવો પડે કે આ આખીએ યોજના (Scheme) ઘણીજ મોંઘી પડી જાય. આ મુશ્કેલીને દૂર કરવા એવું ઠરાવ્યું છે કે ટ્રિબ્યુનલને કરવાની દરેક અરજી દીઠ રૂા. ૧૦૦ ફી તરીકે ભરવા પડશે.

કર ભરનારને જો કે કોઇ પણ જાતની ફી આપ્યા સિવાય પહેલાંની માફક એસિસ્ટન્ટ કમિશનરને અરજી કરવાનો હક્ક તો રહેશે. આ એસિસ્ટન્ટ કમિશનરો ભવિષ્યમાં અપીલો સાંભળવા સિવાયનું બીજું કંઇ પણ કામ કરશે નહિ અને આથી આ એસિસ્ટન્ટ કમિશનરો નાના કેસોમાં સાધારણ રીતે સારું જેવું ધ્યાન આપી ન્યાયસરનો ચુકાદો આપશે અને આ રીતે નાના કર ભરનારને પણ ન્યાય મળી રહેશે અને તેથી ફક્ત મોટા જ કેસો કે જેમાં કાં તો કાયદાના અથવા બીજી બાબતોના મોટા મુદ્દાઓ સમાએલા હોય તેવા ટ્રિબ્યુનલ આગળ જશે.

આ બબ્બેની બેન્ચો એકી વખતે બ્રિટિશ હિન્દના જુદા જુદા ભાગમાં બેસશે—એક મુંબઇમાં, એક કલકત્તામાં અને એક મદ્રાસમાં. આથી આખાએ બ્રિટિશ હિન્દમાં આ બબ્બે સભ્યોના ગ્રુપો એકી વખતે અપીલો સાંભળશે.

આ ટ્રિબ્યુનલ વિલાયતની સ્પેશીયલ કમિશનર્સની પદ્ધતિને બરાબર મળતી આવે છે. ત્યાં સ્પેશીયલ કમિશનર્સ આખા વખત માટે (Full Time) રોકેલા હોય છે અને તેઓ બબ્બેના ગ્રુપમાં જુદા જુદા વિભાગોમાં આખાએ દેશમાં ફરવા જાય છે અને હવે ત્યાં એવી રુઢિ થઈ ગઈ છે કે તેમની પાસે ફક્ત મોટા મુદ્દાવાળા જ કેસો આવે છે.

ટ્રિબ્યુનલ કમિશનર ઓફ ઇન્કમટેક્ષના તાબામાં રહેશે નહિ, કારણ કે તે તદ્દન જુદું જ ખાતું છે અને તેથી ઈન્કમટેક્ષ ઓફિસરને, એસિસ્ટન્ટ કમિશનરના ચુકાદા અથવા ટ્રિબ્યુનલના ચુકાદા સામે, અપીલ કરવાનો હક્ક આપવામાં આવ્યો છે. એપેલેટ એસિસ્ટન્ટ કમિશનરના ચુકાદા સામેની અરજી કમિશનરની સુચના અનુસાર જ થઇ શકશે અને આવી અપીલ કરવા માટે જે કર ભરનાર માટે નિયમો–રીત–નક્કી કરવામાં આવશે તે જ એને લાગુ પડશે.

ત્યાર પછીનો ક્રમ ( Stages ) તો પહેલાંની માફક કાયદાના પ્રશ્નો ઉપર હાઇકોર્ટમાં જવું અને એના ચુકાદા ઉપર પ્રીવી કાઉન્સીલમાં જવું એમ રહેશે.

આ ટ્રિબ્યુનલની હસ્તી હાલનાં ઈન્કમટેક્ષનાં ખાતાની આખીએ કાર્યપધ્ધતિ અને રચના ( Change of Machinery & in the Organisation of the Department ) તદ્દન ફેરવી નાંખતી હોવાથી તુરત અમલમાં લાવી શકાય તેમ નહિ હોવાથી બે વર્ષ સુધીમાં અમલમાં આવશે. એટલે કે ૧૯૪૦ કે ૧૯૪૧ના માર્ચ મહિના પછી એનું કામકાજ ચાલશે. ત્યાર સુધી અસલની જુની પધ્ધતિ પ્રમાણે જ ઇન્કમટેક્ષ ઓફિસરોના ચુકાદાઓ ઉપર એપેલેટ એસિસ્ટન્ટ કમિશનર પાસે થતી અરજી તથા એના ચુકાદા સામે કમિશનર પાસે રીવીઝન પીટીશન અને ત્યાર પછી કાયદાના પ્રશ્નો ઉપર હાઇકોર્ટમાં જવું વગેરે ચાલુ રહેશે.

ટ્રિબ્યુનલ પાસે કાયદાના પ્રશ્નો ઉપરાંત બીજી અન્ય બાબતો Questions of fact પણ મૂકી શકાશે. હું બીજી અન્ય બાબતો ઉપર ખાસ કરીને વધારે ભાર મૂકું છું તેનું કારણ એ છે કે અત્યાર સુધીનો બધાનો અનુભવ એવો છે કે જ્યારે આપણે કોઇ કેસ વરિષ્ઠ અદાલતમાં લઇ જઇએ ત્યારે ઇન્કમટેક્ષ કમિશનર તે કેસને લગતી વિગતો ગમે તેવી ખુબીથી મૂકે અથવા તો એનું finding of fact એટલે કે કેસમાંથી નીકળતી હકીકતો ઉપરનો એનો નિર્ણય ગમે તેવી ભૂલભરેલી રીતે મૂકે તો પણ તેની સામે વાંધો લેવાનો આપણી પાસે કાંઇ ઉપાય ન હતો. વરિષ્ઠ અદાલતો કમિશનરે જે રીતનો સવાલ મૂકેલો હોય અને કેસને લગતી જે વિગતો આપેલી હોય તેના ઉપર જ આધાર રાખી પોતાનો ચુકાદો આપતી હતી. હવે આ ટ્રિબ્યુનલના આવવાથી કર ભરનારનાં દષ્ટિબિન્દુથી આપણે એક મહત્ત્વની ચીજ મેળવી શક્યા છીએ. એનાથી ઇન્કમટેક્ષ ઓફિસરો જો કાયદાનો ખોટો અર્થ કરશે અથવા એને લગતી ખોટી વિગતો શોધી કાઢી આકારણી કરશે તો તેનો ન્યાય એક સ્વતંત્ર કાયદા અને નામામાં નિપૂણતા મેળવેલ સભ્યોની ટ્રિબ્યુનલ પાસેથી મેળવી શકાશે. ટ્રીબ્યુનલની કેસને લગતી વિગતોની સ્વતંત્ર તપાસ કર ભરનારને જરૂર ઘણો જ સારો ન્યાય અપાવશે.

## બ્રિટિશ હિન્દ બહારની આવક-કર ભરનારના વિભાગો-તેની વ્યાખ્યા અને જવાબદારીઓ:-

હવે હું બ્રિટીશ હિન્દ બહારની આવક બાબત બોલીશ, આને માટે કલમ ૪, ૪ (અ) અને ૪ (બ) નવી ઉમેરવામાં આવી છે.

જૂના કાયદા નીચે આવી આવકના ઉપર કર આકારવા માટે કર ભરનારના વિભાગો પાડવામાં આવ્યા નહોતા. એટલે કે ગમે તે કર ભરનાર હોય, બ્રિટિશ હિન્દ બહારના રહેવાશી ( Non Residents ) સિવાય પણ તેની બ્રિટિશ હિન્દ બહારની આવક જો બ્રિટિશ હિન્દમાં લાવવામાં આવે તો જ તેના ઉપર આકારણી થઇ શકતી હતી. દાખલા તરીકે મિ૦ "અ" બ્રિટિશ હિન્દમાં રહી અમેરિકામાં રૂનો મોટો ધંધો કરે છે અને તે એક વરસમાં રૂપિયા દસ લાખ કમાય છે; જો તે દસ લાખ તે ત્યાંજ કોઇ બેન્કમાં રહેવા દે અથવા ત્યાં કોઈ શેરો, લોન વગેરેમાં અથવા મકાનમાં રોકે અથવા ત્યાંથી કોઇ હિન્દના દેશી રાજ્યમાં બારોબાર તે આવક લઈ જાય તો તેના ઉપર કર લાગતો નહિ. પણ તે રકમ જો બ્રિટિશ હિન્દમાં લાવે તો જ તેના ઉપર કર લાગી શકતો અથવા જેટલો ભાગ લાવ્યો હોય તેટલા જ ઉપર કર લેવાતો હતો.

આવકવેરાનાં મૂળ બિલમાં આ પ્રથાને સુધારવા માટે નવી કલમ ઉમેરવામાં આવી હતી અને તે કલમ જો કાયદા રૂપે પસાર થઈ હોત તો ભવિષ્યમાં કર ભરનારના બે ભાગ પાડવામાં આવતઃ-એક બ્રિટિશ હિન્દનાં વતની નહિ, છતાં બ્રિટિશ હિન્દમાં રહેનાર-Non-domiciled Resident અને બીજો બ્રિટિશ હિન્દનો વતની, અને રહીશ એટલે કે Domiciied Resident.

અને આ બ્રિટિશ હિન્દના વતની અને રહીશની આખીએ બ્રિટિશ હિન્દ બહારની આવક એટલે કે વેપાર, ધંધો, રોજગાર, ડિવિડન્ડ, ભાડું, વ્યાજ વગેરે તેની કર માટે નક્કી કરવાની કુલ આવકમાં ઉમેરી તેના ઉપર કર લેવામાં આવત. જ્યારે બ્રિટિશ હિન્દનો વતની નહિ, છતાં બ્રિટિશ હિન્દનો રહીશ હોય તેની, ફક્ત જેટલી બ્રિટિશ હિન્દ બહાર વેપાર. ધંધો અને રોજગારમાંથી જે આવક થાય તેને તેની કુલ આવકમાં ગણી તેના ઉપર કર ગણાત અને તેની બીજી બધી આવક જેમ કે-ડિવિડન્ડ, ભાડું, વ્યાજ વગેરે જો તે બ્રિટિશ હિન્દમાં લાવવામાં ન આવે ત્યાં સુધી તેના ઉપર કર લઇ શકાત નહિ.

આ ઉપરથી જોઇ શકાશે કે બ્રિટિશ હિન્દનો વતની અને બ્રિટિશ હિન્દનો વતની નહિ Domiciled and Non-domiciled એવા બે ભેદ પાડવાનો મુદ્દો બ્રિટિશ હિન્દમાં આવી વેપાર કરતા યુરોપિયનોને રાહત-હક્ક (Concession) આપવાનો હતો.

આ કલમ ઉપર મધ્યસ્થ ધારાસભામાં ઘણી જ ગરમાગરમ ચર્ચા ચાલી હતી અને કોઇ પણ હિન્દી સભ્ય આ વાત કબુલવા તૈયાર નહોતો.

છેવટે એનો નીવેડો આવ્યો અને ધારાસભામાં બેસનાર દરેક પાર્ટીઓનાં (પક્ષોનાં) આગેવાનો સમાધાન ઉપર આવ્યા.

આથી એ કલમમાં સુધારો કરવામાં આવ્યો અને હાલમાં તે કલમે કાયદાની પોથીમાં સ્થાન લીધું છે. આ કલમની રૂએ કર ભરનારનાં ત્રણ ભાગ પાડી નાખવામાં આવ્યા છે. આ ભાગો નીચે મુજબ છે. પહેલો ભાગ: બ્રિટીશ હિન્દમાં વસવાટ નહિ કરનાર–Non-resident. આ વ્યક્તિઓને બ્રિટીશ હિન્દમાં જે આવક થાય એના ઉપર જ કર આપવાનો રહેશે.

બીજો ભાગ: બ્રિટીશ હિન્દમાં વસવાટ કરનાર પણ સાધારણ રીતે વસવાટ કરનાર નહિ (Not Ordinarily Resident) તેઓને બ્રિટિશ હિન્દમાં થયેલ કુલ આવક ઉપરાંત તેમની બ્રિટિશ હિન્દ બહારની આવકમાંથી જેટલી બ્રિટિશ હિન્દમાં લાવવામાં આવે તેનાં ઉપર કર આપવો પડશે.

ત્રીજો ભાગ: બ્રિટીશ હિન્દમાં વસવાટ કરનાર અને સાધારણ રીતે વસવાટ કરનાર–Ordinarily Resident. આ ભાગમાં આવતા કર ભરનારને તેમની બ્રિટિશ હિન્દમાંથી થતી કુલ આવક, બ્રિટિશ હિન્દ બહાર ઉપથિસ્ત થયેલી આવકમાંથી જેટલો ભાગ બ્રિટિશ હિન્દમાં લાવવામાં આવ્યો હોય તેટલી અને તે ઉપરાંત આવી બ્રિટિશ હિન્દ બહાર થયેલી આવકમાંથી બ્રિટિશ હિન્દમાં નહિ લાવવામાં આવેલા ભાગમાંથી રૂા. ૪૫૦૦ બાદ કરી બાકીની રકમ એમ કુલ આવક ગણી એના ઉપર કર આપવો પડશે.

આને હું એક દાખલો આપી બરાબર સમજાવીશ.

મિ○ "અ" "બ" અને "ક" ત્રણ કર ભરનારા છે. મિ○ "અ" બ્રિટિશ હિન્દના રહીશ નથી એટલે તેઓ Non-resident છે. મિ○ "બ" બ્રિટિશ હિન્દના રહીશ છે પણ સાધારણ રીતે વસવાટ કરતા નથી એટલે તેઓ Resident but not Ordinarily Resident છે અને મિ○ "ક" બ્રિટિશ હિન્દના રહીશ છે અને તેઓ સાધારણ રીતે પણ વસવાટ કરે છે એટલે તેઓ Resident & also Ordinarily Resident છે.

ત્રણેને નીચે મુજબની આવક છે:

રૂ. ૧૦,૦૦૦ બ્રિટિશ હિન્દના વેપારમાંથી

રૂ. ૪૦,૦૦૦ બ્રિટિશ હિન્દ બહારના વેપાર ધંધા અને ત્યાં રોકેલી મૂડી ઉપર ડિવિડન્ડ વ્યાજ વીગેરેમાંથી. આ રૂપિયા ૪૦,૦૦૦ માંથી ત્રણે જણા રૂા. ૨૦,૦૦૦ બ્રિટિશ હિન્દમાં લાવે છે. તો મિ○ "અ"ને તે બ્રિટિશ હિન્દના રહીશ નહિ હોવાથી ફક્ત બ્રિટિશ હિન્દનાં વેપારમાંથી કમાએલાં રૂા. ૧૦,૦૦૦ ઉપર જ કર આપવાનો થશે. અને જે રૂા. ૨૦,૦૦૦ બ્રિટિશ હિન્દ બહાર કમાએલ આવકમાંથી બ્રિટિશ હિન્દમાં લાવવામાં આવ્યા છે તેનાં ઉપર તેને કાંઇ આપવાનું રહેશે નહિ.

મિ○ "બ" ને તે બ્રિટિશ હિન્દનો રહીશ હોવાથી પણ સાધારણ રીતે વસવાટ કરનાર નહિ હોવાથી, રૂા. ૧૦,૦૦૦ બ્રિટિશ હિન્દનાં વેપારમાંથી કમાએલ આવક ઉપરાંત, રૂપિયા ૨૦,૦૦૦ ઉપર, (જે બ્રિટિશ હિન્દ બહાર કમાએલ રૂા. ૪૦,૦૦૦ માંથી, બ્રિટિશ હિન્દમાં લાવવામાં આવ્યા છે) એમ કરી કુલ્લે રૂા. ૩૦,૦૦૦ ઉપર કર આપવો પડશે.

જ્યારે મિ○ "ક"ને જે બ્રિટિશ હિન્દનાં રહીશ છે અને બ્રિટિશ હિન્દમાં સાધારણ રીતે વસવાટ કરનાર છે તેમને રૂા. ૧૦,૦૦૦ બ્રિટિશ હિંદમાં કમાયેલ આવક ઉપરાંત રૂપિયા ૨૦,૦૦૦ બ્રિટિશ હિન્દ બહાર કમાયેલ આવકમાંથી બ્રિટિશ હિન્દમાં લાવવામાં આવ્યા તે, અને બાકીનાં રૂા. ૨૦,૦૦૦ જે બ્રિટિશ હિન્દમાં લાવવામાં આવ્યા નથી તેમાથી રૂ. ૪૫૦૦ બાદ કરી એટલે રૂ. ૧૫,૫૦૦ આવક તરીકે ગણાશે, એટલે મિ○ "ક"ની કુલ આવક નીચે પ્રમાણે ગણાશે:

રૂા. ૧૦૦૦૦ + ૨૦૦૦૦ + ૧૫૫૦૦ = ૪૫,૫૦૦.

વાતચીત ૩ જી

## બ્રિટિશ હિન્દ બહારની આવકઃ—(ચાલુ)

આ ત્રણે કર ભરનારને ઓળખવા માટે અથવા કર ભરનાર આ ત્રણ ભાગમાંથી કયા ભાગમાં આવે છે તે નક્કી કરવા, કલમ ૪ (અ) અને ૪ (બ) મૂકવામાં આવી છે.

નવી કલમ ૪ (અ) પ્રમાણે જે નીચે જણાવેલી ત્રણ વ્યાખ્યાઓમાંથી એક પણ વ્યાખ્યામાં કોઈ પણ વ્યક્તિ આવે તો તે બ્રિટિશ હિન્દનો રહીશ ગણી શકાય.

પહેલી વ્યાખ્યા તો એ છે કે એણે વરસમાં ઓછામાં ઓછા ૧૮૨ દિવસ એટલે ૬ મહિના બ્રિટિશ હિન્દમાં વસવાટ કર્યો હોય એટલે બ્રિટિશ હિન્દમાં રહ્યો હોય.

બીજી એ કે એણે ઓછામાં ઓછું ૬ મહિના સુધી બ્રિટિશ હિન્દમાં ઘર રાખ્યું હોય અથવા રખાવ્યું હોય અને એ દરમિયાન તે બ્રિટિશ હિન્દમાં કોઇ પણ વખત આવ્યો હોય, પછી ભલે તે ઘણો જ થોડો સમય રહ્યો હોય—ફક્ત એક કે બે દિવસ જ તો પણ તે બ્રિટિશ હિન્દના રહીશ તરીકે ગણાશે.

અને ત્રીજી એ કે જો પાછળનાં છેલ્લાં ચાર વર્ષ દરમિયાનમાં તે બ્રિટીશ હિન્દમાં ૩૬૫ દિવસ રહી ગયો હોય તો તે બ્રિટિશ હિન્દનો રહીશ ગણાય.

આ કલમ બ્રિટિશ હિન્દમાં રહેનાર અને બ્રિટિશ હિન્દમાં નહિ રહેનાર એ બે વચ્ચેનો ભેદ બતાવે છે.

આ ત્રણ વ્યાખ્યાઓ બીજી કલમ ૪ (બ) કે જે બ્રિટિશ હિન્દમાં સાધારણ રીતે વસવાટ કરનારના અર્થ માટે છે, તેમાં દર્શાવતી વ્યાખ્યાથી તદ્દન જુદી જ રાખવાની છે. ૪ (બ) કલમ પ્રમાણે કોઈ પણ વ્યક્તિને બ્રિટિશ હિન્દમાં સાધારણ રીતે વસવાટ કરનાર તરીકે ગણવા માટે પહેલાં તો, તે કલમ ૪ (અ) માં દર્શાવ્યા મુજબ પાછલા દસ વર્ષમાં નવ વર્ષ બ્રિટિશ હિન્દમાં વસવાટ કરતો હોવો જોઇએ અને છેલ્લાં સાત વર્ષમાં કુલ્લે બે વર્ષ બ્રિટિશ હિન્દમાં રહ્યો હોવો જોઇએ. આ બન્ને વ્યાખ્યાઓમાં જો તે આવતો હોય તો જ તે સાધારણ રીતે વસવાટ કરનાર ગણી શકાય. આ સમજવામાં ઘણાંને મુશ્કેલી

નડે છે અને સાધારણુ રીતે વસવાટ કરનાર અને સાધારણુ રીતે વસવાટ કરનાર નહિ એ બે વચ્ચેનો ભેદ સમજવો ઘણો જ મુશ્કેલ બન્યો છે. ટૂંકમાં અને સાદી રીતે કહીએ તો જો એક માણસ ૪ (અ) ની વ્યાખ્યામાં આવે તો તે બ્રિટિશ હિન્દમાં વસવાટ કરનાર તરીકે ગણી શકાય પણ એ સાધારણ રીતે વસવાટ કરનાર છે કે સાધારણુ રીતે નહિ એ નક્કી કરવા ૪ (બ) ની બન્ને વ્યાખ્યામાં એ આવવો જોઇએ. ૪ (બ) ની વ્યાખ્યા પ્રમાણે તે જો પાછલા દસ વરસમાં નવ વરસ–૪ (અ) ની કલમો પ્રમાણે–બ્રિટિશ હિન્દમાં રહેવાશી ગણાયો હોય અને છેલ્લાં સાત વરસમાં કુલ્લે બે વરસ બ્રિટિશ હિન્દમાં ગાળ્યા હોય તોજ તે સાધારણ રીતે વસવાટ કરનાર તરીકે ગણાશે. નહિ તો ભલે તે બ્રિટિશ હિન્દમાં છેલ્લા સાત વર્ષથી લાગલગાટ રહેતો હોય અને ૪ (અ) ની ત્રણે કલમોમાં આવતો હોય છતાં તે સાધારણુ રીતે વસવાટ કરનાર નહિ તેમજ લેખાશે.

હું ધારું છું કે આ રીતે બધાને સમજ પડી હશે. છતાં વધારે સમજ પાડવા એક બે દાખલા આપીશ.

મિ૦ "અ" બ્રિટિશ હિન્દમાં છેલ્લા પંદર વરસથી ઘર રાખે છે, પણ બ્રિટિશ હિન્દ બહાર રહી ધંધો કરે છે. દર વરસે તે થોડા વખત માટે બ્રિટિશ હિન્દમાં આવે છે તો તે બ્રિટિશ હિન્દનો રહીશ ગણી શકાય પણ તે સાધારણ રીતે વસવાટ કરનાર છે કે સાધારણ રીતે નહિ તે નક્કી કરવા ૪ (બ) ની કલમો જોવી જોઈએ અને તેથી જો તે છેલ્લા સાત વરસમાં કુલ્લે બે વરસ બ્રિટિશ હિન્દમાં રહ્યો હોય તો જ તે સાધારણુ રીતે વસવાટ કરનાર ગણી શકાય. નહિ તો નહિ.

હવે આપણે બીજો દાખલો લઇએ; મિ૦ "બ" બ્રિટિશ હિન્દમાં છેલ્લા આઠ વરસથી રહે છે તો તેને આપણે સાધારણુ રીતે વસવાટ કરનાર તરીકે ગણી શકીએ નહિ, કારણુ કે તે પાછળનાં દસ વરસમાંથી નવ વરસ બ્રિટિશ હિન્દમાં કલમ ૪ (અ) પ્રમાણે રહ્યો નથી.

જ્યારે મિ૦ "ક" છે જે બ્રિટિશ હિન્દમાં છેલ્લાં બાર વરસથી રહે છે અને તે દરમિયાન બ્રિટિશ હિન્દ બહાર ફક્ત એકાદ વર્ષ ગયો હશે તો તે સાધારણુ રીતે વસવાટ કરનાર તરીકે ગણાશે કારણુ કે તે ૪ (બ) ની બન્ને કલમોમાં આવે છે.

આ બધું તો મેં વ્યક્તિઓ માટે (Individuals) કહ્યું. હવે હું કંપનીઓની બાબતમાં કહીશ.

જૂના કાયદા પ્રમાણે કંપનીઓ કે જેનો આખોએ અંકુશ અને સંચાલન (Control & Management) બ્રિટિશ હિન્દ બહાર હોય તો તેને "બ્રિટિશ હિન્દમાં વસવાટ નહી કરતી" (Non Resident) એમ ગણાતું. જ્યારે હવે એમાં એક વધારાની શરત ઉમેરી છે અને તે એ કે જો કોઇ કંપનીનો આખીએ દુનીઆના નફામાંથી બ્રિટિશ હિન્દમાં કરેલો નફો અડધા અડધથી વધે તો તેને પણ બ્રિટિશ હિન્દમાં વસવાટ કરતી કંપની તરીકે ગણવી, પછી ભલે તેનો આખોએ અંકુશ અને સંચાલન બ્રિટિશ હિન્દ બહાર હોય. એટલે હવેથી કંપ-નીને બ્રિટિશ હિન્દમાં વસવાટ કરનાર તરીકે ગણવા માટે નીચેની બેમાંથી ગમે તે એક વ્યાખ્યામાં તે આવવી જોઇએ:

(૧) જો તેનો આખોએ અંકુશ અને સંચાલન બ્રિટિશ હિન્દમાં હોય અથવા

(૨) એનો બ્રિટિશ હિન્દમાંથી થયેલો નફો એની આખી દુનીઆની કુલ આવકના અડધા ભાગથી વધારે હોય.

આ નવી બીજી વ્યાખ્યા, જે કંપનીઓનો ધંધો મોટા પ્રમાણમાં બ્રિટિશ હિન્દમાં જ હોય પણ તેમનો નામનો જ અંકુશ બ્રિટિશ હિન્દ બહાર રખાયો હોય તેવી કંપનીઓને આ કાયદાના સકંજામાં લાવવા માટે જ મૂકવામાં આવી છે.

"નામનો જ" અંકુશ એટલે અદાલતો તેનો જેવો અર્થ કરે છે તેમ—જેમકે બોર્ડ ઓફ ડાયરેક્ટર્સનો અંકુશ, જો કંપનીનો અંકુશ તેમના હસ્તક સોંપવામાં આવ્યો હોય તો. જો કંપનીની મિટિંગો બ્રિટીશ હિન્દ બહાર ભરાતી હોય તો પછી ભલેને તે કંપની હિન્દુસ્તાનમાં મોટો વેપાર કરતી હોય, અને મોટા મોટા મકાનો પોતાની માલિકીનાં ધરાવતી હોય છતાં કાયદાની દૃષ્ટિએ, એ કંપની વિલાયતમાં જ વસવાટ કરનાર ગણાય, અને બ્રિટિશ હિન્દમાં નહી. જૂનાં કાયદા પ્રમાણે આવી કંપનીઓ બ્રિટિશ હિન્દમાં જે નફો કરતી એનાં ઉપર તેઓ કર આપતા પણ તેમના બીજા દેશોના નફા ઉપર નહી. જ્યારે હવેથી એમને આખી દુનીઆના નફા ઉપર પણ કર આપવો પડશે.

કંપની માટે–તે જો વસવાટ કરનાર તરીકે ગણી શકાય તો સાધારણ રીતે પણ વસવાટ કરનાર ગણાશે. એટલે એમાં સાધારણ વસવાટ કરનાર અને સાધારણ વસવાટ નહિ કરનાર એ બેમાં ભેદ રાખવામાં આવ્યો નથી.

**પરદેશની આવક બે સ્થળે કરને પાત્ર બનતી હોય ત્યારે:–**

બીજું આવી બ્રિટિશ હિન્દ બહારની જે આવક બ્રિટિશ હિન્દમાં કરને પાત્ર થઇ હોય અને તેજ આવક ઉપર જ્યાં તે ઉપસ્થિત થઈ હોય તે દેશનાં પણ કરને પાત્ર થઈ હોય તો બ્રિટિશ હિન્દમાં તે આવક ઉપર તેને આપવાની થતી કરની રકમમાંથી બ્રિટિશ હિન્દનો અડધો કર અથવા પરદેશનો, અડધો કર તે બેમાંથી જે ઓછો હશે તે બાદ કરી આપવામાં આવશે. અને આથી આવી વ્યક્તિઓ તેમજ કંપનીઓને ઘણી જ રાહત મળશે. આ રાહત બીજા દેશો આવી રાહત આપે અગર નહિ છતાં અહીં આપવામાં આવશે.

**બ્રિટીશ હિન્દમાં લાવી ન શકાય તેવી પરદેશની આવક બાબત:–**

બીજો ખાસ સુધારો આને અંગે થતો કર ઉઘરાવવાની બાબતમાં છે અને તે એ કે જો કોઇ વ્યક્તિએ બ્રિટીશ હિન્દ બહાર જે નફો કર્યો હોય પણ તે દેશના હુંડીઆમણના પ્રતિબંધ--મનાઇ–(Exchange Restrictions imposed by the Foreign Country)–ને લીધે તે આવક બ્રિટિશ હિન્દમાં ન લાવી શકતો હોય તો તેને માટે કલમ ૪૬માં આવો કર, આવો પ્રતિબંધ જ્યાં સુધી રહે ત્યાં સુધી, ઉઘરાવવાનું મુલ્તવી રાખવું એમ ઠરાવવામાં આવ્યું છે. આવા દાખલાઓમાં કરની આકારણી તો તે જ વખતે થશે પણ કર ઉઘરાવવાનું જ્યાં સુધી આવા પ્રતિબંધ ઉઠાવી લેવામાં ન આવે ત્યાં સુધી મુલતવી રાખવામાં આવશે.

હિંદુ અવિભકત કુટુંબ, ભાગીદારી (પેઢી) અથવા બીજી વ્યકિતઓનાં મંડળો જેમના ધંધાનો આખોએ અંકુશ અને સંચાલન બ્રિટિશ હિંદ બહાર હોય તેમના સિવાય બધા ય બ્રિટિશ હિન્દના રહીશ ગણાશે અને જે હીંદુ અવિભકત કુટુંબ, જેનો કર્તા (Head of the family) બ્રિટિશ હિન્દમાં સાધારણ રીતે વસવાટ કરતો હશે તો તે હિન્દુ અવિભકત કુટુંબને પણ સાધારણ રીતે વસવાટ કરનાર તરીકે ગણવામાં આવશે.

જયારે ભાગીદારી પેઢી (Firm) અને બીજાં વ્યકિતઓનાં મંડળો કંપનીઓની બાબતમાં જણાવ્યું તેમ તેઓ જો બ્રિટિશ હિન્દમાં વસવાટ કરનાર

તરીકે ગણાય તો બ્રિટિશ હિન્દમાં સાધારણ રીતે વસવાટ કરનાર પણ ગણાશે. એટલે કંપનીઓની માફક આ બેમાં પણ સાધારણ રીતે વસવાટ કરનાર અને સાધારણ રીતે નહિ એવો ભેદ રાખવામાં આવ્યો નથી.

**બ્રિટિશ હિન્દમાં વસવાટ નહિ કરનારનાં ઉપર આકારણીઃ-**

હવે આપણે બ્રિટિશ હિન્દમાં વસવાટ નહિ કરનાર (Non Residents) ના ઉપર કેવી રીતે આકારણી થશે તે જોઇએ.

જો કોઇ પણ વ્યકિત બ્રિટિશ હિન્દનો રહીશ ન હોય પણ તે બ્રિટિશ નેશનાલિટી એન્ડ સ્ટેટસ ઓફ એલિયન્સ એક્ટ ૧૯૧૪ ની કલમ ૧૭ માં દર્શાવ્યા પ્રમાણે બ્રિટિશ રૈયત તરીકે ગણાતો હોય અથવા તો બ્રિટિશ હિન્દ અથવા બરમાના કોઇ પણ દેશી રાજ્યનો વતની હોય તો આવી વ્યક્તિને તેની આખીએ દુનિયાની આવક ઉપર આપવાના થતા કરના પ્રમાણમાં પોતાની બ્રિટિશ હિન્દમાં થયેલી આવક ઉપર ઇન્કમટેક્ષ તેમજ સુપરટેક્ષ આપવો પડશે. જેમકે મિ૦ "અ" જે બ્રિટિશ હિન્દના ઇન્કમટેક્ષ તેમજ સુપરટેક્ષ નેટિવ સ્ટેટના વતની છે તેને રૂા. ૫૦૦૦ બ્રિટિશ હિન્દમાંથી આવક થાય છે, અને રૂા. ૩૦૦૦૦ બ્રિટિશ હિન્દ બહારથી આવક થાય છે તો તેને રૂા. ૩૫૦૦૦ ઉપર જેટલો ઇન્કમટેક્ષ આપવાનો થાય તે હિસાબે રૂા. ૫૦૦૦ ઉપર જેટલો થાય તેટલો આપવો પડે, અને તેવી જ રીતે રૂા. ૩૫૦૦૦ની આવક ઉપર જેટલો સુપરટેક્ષ લાગે તેટલા હિસાબે રૂા. ૫૦૦૦ ઉપર જે થાય તેટલો સુપર ટેક્ષ આપવો પડે. રૂા. ૩૫૦૦૦ ઊપર આવક વેરો રૂા. ૪૩૦૪–૧૧–૦ થાય તો રૂા. ૫૦૦૦ ઉપર રૂા. ૬૧૫–૦–૦ લેવાશે. તેવી જ રીતે રૂા. ૩૫૦૦૦ ઉપર સુપરટેક્ષ રૂા. ૬૨૫) થાય તો રૂા. ૫૦૦૦ ઉપર રૂા. ૮૯) થાય.

જ્યારે બ્રિટિશ હિન્દમાં નહિ રહેનાર બીજી વ્યક્તિઓને એટલે જેઓ બ્રિટિશ નેશનાલિટી એન્ડ સ્ટેટસ ઓફ એલીઅન્સ એક્ટ ૧૯૧૪ની કલમ ૧૭ માં જણાવ્યા પ્રમાણે બ્રિટિશ રૈયત ન હોય તથા બ્રિટિશ હિંદના તથા બરમાનાં કોઇ દેશી રાજ્યના વતની ન હોય તો તેઓની, બ્રિટિશ હિન્દમાં થયેલી આવક ઉપર વધારેમાં વધારે દરે, ઇન્કમટેક્ષ, (હાલમાં ત્રીસ પાઈ લેખે) અને તેમની દુનિયાની કુલ આવકના પ્રમાણમાં બ્રિટિશ હિન્દમાં થયેલી આવક ઉપર સુપરટેક્ષ લેવામાં આવશે.

**વધારે વસુલ થયેલા કરના રીફન્ડ બાબતઃ–**

સવાલ :–પણ ત્યારે હું તો બ્રિટિશ હિન્દના. દેશી રાજ્યોમાં ગણાતા જોધપુર રાજ્યનો વતની છું અને મારા મુંબઇના દલાલ મિ૦ દલાલ કે જેમની મારફતે હું થોડો શેરોનો ધંધો કરું છું તે મને લખે છે કે તેઓ મને તેમની મારફતે કરેલા ધંધામાંથી જે વલણ મળે તેમાંથી રૂપીએ ત્રીસ પાઈ ઇન્કમટેક્ષ કાપીને મોકલશે. તમે કહો છો કે મારી બ્રિટિશ હિન્દમાં જે આવક થાય તેના ઉપર મારી આખી દુનીઆની આવકના પ્રમાણમાં કર આપવો પડશે. મારે બીજી કાંઇ આવક જ નથી. સિવાય કે રૂા. ૫૦૦ જોધપુરમાંથી ઘરના ભાડાનાં વગેરે મળતા હોય તો મિ૦ દલાલ ત્રીસ પાઇ લેખે ઈન્કમટેક્ષ કેમ કાપી શકે ?

જવાબ :જુઓને ભાઇ, એમ છે કે તમારી પાસેથી કર તો મેં કહ્યું તેમજ તમારી આખીએ દુનીઆની કુલ આવકના પ્રમાણમાં તમારી બ્રિટિશ હિન્દમાં થયેલી આવક ઉપર જ લેવાશે, પણ કર ઉઘરાવવાની સુગમતા સારૂ નવા કાયદાથી કર ઉઘરાવવાની પદ્ધતિ બદલી નાખી છે એટલે જેમ બને તેમ આવક થાય કે તરત જ કર કાપી અથવા કપાવી લેવો, આને Tax at Source કહેવામાં આવે છે અને આથી મિ૦ દલાલ તેમજ એવા દરેક બ્રિટિશ હિન્દમાં રહી બ્રિટિશ હિન્દ બહારના ઘરાકોનો ધંધો કરતા અને તેમને આવા વેપારમાંથી હિન્દ બહારના ઘરાકોને આપવાના થતા નફાની રકમમાંથી ફરજિયાત વધારેમાં વધારે દરે (હાલમાં ત્રીસ પાઇ લેખે) કર કાપી લેવો એમ ઠરાવવામાં આવ્યું છે અને તેથી મિ૦ દલાલ તમને આમ જણાવે છે.

સવાલ : તો પછી મારા નફાની રકમમાંથી વધારેમાં વધારે દરે કપાઇ ગયેલો કર અને મારે, તમે કહો છો તેમ આપવાનો થતો કર એ બે વચ્ચેના ફેરની રકમનું શું ?

જવાબ : એને માટે નવા કાયદામાં કલમ ૪૮ છે જેથી તમારી પાસેથી આવી વધારે લીધેલી કરની રકમ તમે "ઇન્કમટેક્ષ ઓફિસર નોન–રેસીડન્ટ રીફન્ડ સરકલ–મુંબઇ"ને તેને માટે મુકરર કરેલા [1] ફોર્મમાં અરજી કરીને મોકલશો તો તે રકમ મજરે મળશે.

સવાલ : ત્યારે તેને માટે પાછી અરજી કરવી પડશે કેમ ?

જવાબ : હા.

---

૧ આ ફોર્મ ઈન્કમટેક્ષ ઓફીસમાંથી લેખીત અરજી કરેથી મફત મળી શકશે.

## વધારે વસુલ થયેલા કરના રીફન્ડ બાબત:-(ચાલુ)

કર ભરનાર: ગયે વખતે હું જ્યારે તમને મળ્યો હતો ત્યારે તમે બ્રિટિશ હિન્દમાં નહિ રહેનારને નવા ઈન્કમટેક્ષનો કાયદો કેવી રીતે અસર કરશે, તે સમજાવતા હતા. તમે ત્યારે કહ્યું હતું કે બ્રિટિશ હિન્દમાં નહિ રહેનાર પાસેથી વધારેમાં વધારે દરે કપાઇ ગયેલો કર અને કાયદા પ્રમાણે આપવાનો થતો કર એ બે વચ્ચેના ફેરની રકમ ઇન્કમટેક્ષ ઓફિસર નોનરેસિડન્ટ રીફંડ સરકલ, મુંબઇને અરજી કરવાથી પાછી મેળવી શકાશે, તો આવી અરજી કેટલા વખતની અંદર કરવી જોઇએ?

જવાબ: જુઓને, તમે જ્યારે મિ૦ દલાલ અથવા બીજા કોઇ શેરદલાલ મારફતે ધંધો કરો અને એ તમારા નફામાંથી તમને ત્રીસ પાઇ લેખે કાપીને બાકીની રકમ આપે ત્યારે તેની સાથે તમને એ બાબતનું [૨]સર્ટિફીકેટ આપશે, જે તમારે ઇન્કમટેક્ષ ઓફિસમાં રિફંડની અરજી કરતી વખતે સાથે બીડવાનું અને સર્ટિફીકેટ ઉપર જે તારીખ નાખી હોય તે તારીખથી ચાર વરસની અંદર આવી અરજી કરવી જોઇએ.

એક્ષપર્ટ: કેમ ભાઇ તમારું કેમ આવવું થયું?

શેરદલાલ: જુઓને સાહેબ, હું મુંબઇનો શેરદલાલ છું, સાથે રૂની પણ દલાલી કરું છું. મારે એમ પૂછવાનું છે કે:

બ્રિટિશ હિન્દ બહારના ઘરાકોને નફાની જે રકમ આપવાની તે રકમ જો રૂ. ૨૦૦૦ અથવા તેથી વધતી હોય તો જ ત્રીસ પાઈ લેખે કર કાપવાનો ને?

જવાબ: ના, શેઠ, રૂા. ૨૦૦૦ શું પણ એક રૂપિયો પણ તમે આપો તો તેના ઉપર ત્રીસ પાઇ કાપી લેવી પડશે.

## બ્રિટીશ હિન્દ બહાર રહેનારાઓનાં ૧૯૯૪ નાં વરસના નફાની રકમો ઉપર કર કાપવો કે કેમ?

સવાલ: બધા કહે છે, કાયદો ૧૯૯૪ની સાલને પણ લાગુ પડે છે, જ્યારે અમે ૧૯૯૪ના વરસમાં આપેલી નફાની રકમો ઉપર કર કાપ્યો નથી તેનું શું? અને એમાંના કેટલાક ઘરાકો આજે ઘરાક તરીકે ચાલુ પણ નથી.

---

૨ આવા સર્ટિફીકેટની નકલ આ ચોપડીનાં છેલ્લા પાના ઉપર આપેલી છે.

જવાબ: કાયદો ૧૯૩૯ના એપ્રીલ ૧લીથી અમલમાં આવ્યો અને તેથી ૧૯૩૯–૪૦ ના આકારણીના વરસને લાગુ પડી શકે. એ વરસ માટે કર લેવાનો આધાર ૧૯૯૪નું વરસ છે. કર તો ૧૯૩૯–૪૦ માટેનો છે, પણ તે વરસની આવક લેતા પાછળના વરસની આવક અથવા નુકસાન ચાલુ વરસમાં ધ્યાનમાં લઈ તેના ઉપર કર લેવાય છે. એટલે આ કાયદો ૧૯૯૪ ની સાલને ફક્ત દરેકની આવક અથવા નુકસાન નક્કી કરવા પૂરતો જ લાગુ પડી શકે, પણ તે વરસને કાયદાની બીજી કલમો લાગુ પડી શકે નહી અને તેથી આ પણ કલમ ૧૯૯૪ ની સાલને લાગુ પડી શકે નહિ, માટે તમે કર નહિ કાપ્યો હોય તો પણ તેમાં વાંધો નથી. તે વખતે તમે કર કાપી શકો જ નહિ, કારણ કે તમને ક્યાંથી ખબર હોય કે આવો કાયદો થશે–થવાનો છે અને ખબર હોય તો પણ તે વખતે તમને તેમ કરવાનો અધિકાર ન હતો.

## ફોર્મ માટેની સમજ:-

સવાલ: સાહેબ, આ ફોર્મ ભરવા વિષે કાંઇ સમજ પડતી નથી. જુઓને, ઇન્કમટેક્ષ ઓફિસમાંથી છાપામાં એક લાંબુ લાંબુ લિસ્ટ પ્રગટ થયું હતું. શું હતું તે તો મને સમજ પડી નહી પણ બધા કહે છે કે ફોર્મ ભરીને ૩૦ મી જુન સુધીમાં મોકલી આપવું. હું જ્યારે ફોર્મ લેવા ગયો ત્યારે મને જણાવવામાં આવ્યું કે ફોર્મ હજી છપાઇને આવ્યા નથી. પછી પાછું છાપામાં આવ્યું કે જે જૂના કર ભરનાર છે તેઓને તો ફોર્મ, તેઓ પોતાની મેળે જ દર વખતની માફક મોકલશે, એટલે પછી હું ફોર્મ લેવા ગયો નથી અને આજે તારીખ ૧૪ મી ઓગસ્ટ થઇ છે છતાં ફોર્મ આવ્યું નથી. તો મારે શું કરવું?

સવાલ: જરા મારું સાંભળશો, હજી સુધી મેં કોઇ વરસ કર ભર્યો જ નથી, કારણ કે મને ફોર્મ આવતું જ નથી. ત્યારે આ વખતે તો મારે મારી જાતે જ ફોર્મ ભરવું જોઇએ ને?

જવાબ: તમારી વરસની કુલ આવક કેટલી?

કર ભરનાર: લગભગ રૂપિયા પાંચ હજાર.

એક્ષપર્ટ: ત્યારે તો તમારે ફોર્મ લઇ આવી જાતે જ ભરીને મોકલવું જોઇએ.

કર ભરનાર: પણ ફોર્મ છપાઇને આવ્યા નથી તેનું કેમ? હું એક બે વાર લેવા ગયો હતો, પણ ફોર્મ તૈયાર ન હતા.

એક્ષપર્ટ: હવે તૈયાર થઇ ગયા હશે. આવા સંજોગોમાં, તમારે તમારી જવાબદારીમાંથી છૂટવા, ફોર્મ માટે એક ૩લેખિત અરજી કરવી જોઇએ.

કર ભરનાર: એમ ?

એક્ષપર્ટ: હવે હું આ વિષે જરા વિગતવાર સમજાવું. નવી સુધારેલી કલમ ૨૨ (૧) દરેક વ્યક્તિ કે જેની આવક કરને પાત્ર હોય તેને ફરજિયાત પોતાનું આવક પત્રક ભરી મોકલવા સુચવે છે અને કલમ ૨૨ (૨) ઇન્કમટેક્ષ ઓફિસરને આવા ફોર્મ દરેક વ્યકિત કે જેની આવક કરને પાત્ર જણાય તેના ઉપર કહાડવા તેની મુનસફી ઉપર છોડે છે. આ સુધારો પણ વિલાયતના કાયદાના ધોરણે જ કરવામાં આવ્યો છે.

ફરજિયાત આવકપત્રક ભરી મોકલવાનો હેતુ જે કર ભરનાર પોતાને ઇન્કમટેક્ષ ઓફિસર તરફથી નોટિસ મળી નથી એવું બહાનું કાઢી કર ભરવામાંથી છટકી જવા માંગતો હોય તેવાને કર ભરતો કરવાનો છે. આથી આ ફરજિયાત આવકપત્રક તેમજ કલમ ૨૮ માં દર્શાવેલા ભારી દંડો અને કલમ ૩૪ પ્રમાણે પાછલા આઠ વર્ષ સુધીનો કર ઊઘરાવવાની ઇન્કમટેક્ષ ઓફિસરને અપાયેલ સત્તાથી કોઇ પણ રીતે ઉપર જણાવ્યા તેવા કર ભરનાર પોતાને આપવાના થતા કરમાંથી છટકી શકશે નહી.

આથી કલમ ૨૨ (૧) દાખલ કર્યાથી ફોર્મની બાબતમાં નવો જ મુદ્દો દાખલ કરવામાં આવ્યો છે. એથી ઇન્કમટેક્ષ ઓફિસરને દરેક વ્યકિત કે જેની આવક કરને પાત્ર હોય, તેવાને આવકપત્રક મોકલવા, એવી કાયદેસરની જવાબદારીમાંથી મુકત કરવામાં આવ્યા છે. જ્યારે તે જવાબદારી જાહેર પ્રજા ઉપર નાખવામાં આવી છે. પહેલાં તો, એટલે સુધારા થયા પહેલાં, જ્યાં સુધી આવું ફોર્મ કોઇ પણ વ્યકિત ઉપર ઇન્કમટેક્ષ ઓફિસર કહાડે નહિ ત્યાં સુધી કોઇ પણ માણસ કર ભરવા માટે બંધાયેલો હતો નહી.

## ફોર્મ ભરવાની મુદત અને રીત:-

ઇન્કમટેક્ષ ઓફિસર ફકત દરેક વર્ષે મે માસની પહેલી તારીખે અથવા તે પહેલાં એક જાહેર નોટિસ કાયદામાં દર્શાવ્યા પ્રમાણે છપાવશે, અને દરેક વ્યકિત કે જેની આવક કરને પાત્ર હોય, તેણે આ નોટિસ છપાયાથી ૬૦ દિવસની અંદર, કાયદામાં નકકી કરેલા ફોર્મમાં પોતાની આવકનું આવકપત્રક ભરી મોકલવું પડશે.

---

૩ લેખિત અરજીની નકલ આ ચોપડીનાં છેલ્લા પાના ઉપર આપેલી છે.

સવાલ: આવું કાયદામાં નક્કી કરેલું ફોર્મ ક્યાં મળશે?

જવાબ: તમે જે લત્તામાં રહેતા હોય, અથવા તો ધંધો કરતા હોય, તેને માટે મુકરર કરેલા ઇન્કમટેક્ષ ઓફિસરને અરજી કરવાથી મેળવી શકાશે.

સવાલ: સાહેબ, આવું ફોર્મ આવી સામાન્ય નોટિસમાં જણાવ્યા મુજબ, ૬૦ દિવસની અંદર ભરી ન મોકલી શકાય તેમ હોય તો તેને માટે વધારે મુદત મળી શકે ખરી કે?

જવાબ: તેને માટે ઇન્કમટેક્ષ ઓફિસરને અરજી કરવી જોઇએ અને ઇન્કમટેક્ષ ઓફિસરને તમે દર્શાવેલું કારણ સંતોષકારક અને વ્યાજબી જણાય તો તે વધારે મુદત આપી શકે.

સવાલ: જ્યારે ઇન્કમટેક્ષ ઓફિસર, તમે કહ્યું તેમ, પોતાની મેળે ૨૨ (૨) માં વ્યક્તિગત નોટિસ કહાડે તો તે કેટલી મુદતમાં ભરવાનું?

જવાબ: મળે ત્યાંથી ૩૦ દિવસની અંદર.

સવાલ: આમાં પણ વધારે દિવસોની મુદત મળી શકે ખરી?

જવાબ: જો કાંઈ ખાસ કારણ હોય તો જરૂર. આને માટે પણ અરજી કરવી જોઇએ.

## જુદા જુદા હિસાબી વર્ષો રાખ્યા હોય તો?

સવાલ: સાહેબ, ફોર્મની અંદર 'પાછલા વર્ષની આવક' અથવા નુકસાન બતાવવાના હોય છે ત્યારે કોઇ કર ભરનારને એકથી વધારે જુદા જુદા ધંધા હોય અને દરેક ધંધા માટે જુદા જુદા હિસાબી વર્ષો રખાયા હોય તો તેનું શું થાય?

જવાબ: જે જે ધંધામાં જે જે હિસાબી વર્ષો હોય તે તે પ્રમાણે આવક અથવા નુકસાન કાઢી ફોર્મમાં દર્શાવવું અને ફોર્મની અંદર હિસાબી વર્ષ જણાવવાનાં ખાનામાં આવા વર્ષોમાંથી જે વર્ષ છેલ્લું પૂરું થતું હોય તે વર્ષ જણાવવું.

સવાલ: એટલે?

જવાબ: એટલે કે એક ધંધાનું વરસ સંવત વરસ હોય અને બીજાનું કેલેન્ડર વરસ એટલે ડિસેમ્બર હોય તો ડિસેમ્બર વરસ સંવત વરસ પછી પૂરું થતું હોવાથી, ફોર્મમાં ૩૧ મી ડિસેમ્બર જણાવવું.

**સ્ત્રી, સગીર બાળકો અને કુંવારી પુત્રીઓની આવક બાબત:–**

સવાલ: ફોર્મ ભરવામાં બીજું કાંઇ ખાસ ધ્યાન રાખવા જેવું છે?

જવાબ: હા, દરેક કર ભરનારે પોતાની આવકમાં પોતાની સ્ત્રી તથા સગીર બાળકો અને કુમારી પુત્રીઓની, પોતે તેમના નામે સીધી રીતે અથવા આડકતરી રીતે ચઢાવેલી મુડીમાંથી જે આવક થાય તે તેણે પોતાની આવકમાં ઉમેરી પોતાના ફોર્મમાં દર્શાવવી જોઇએ.

વળી જે પેઢીમાં કર ભરનાર ભાગીદાર હોય તેજ પેઢીમાં તેની સ્ત્રી તથા તેના સગીર બાળકો ભાગીદાર હોય તો તે સ્ત્રી તથા તે સગીર બાળકોને આવી પેઢીમાંથી મળતી ભાગની રકમ તે કર ભરનારે પોતાની આવકમાં ગણી પોતાના ફોર્મમાં દર્શાવવી જોઇએ.

**ફોર્મ ભરવા માટેની સમજ:–**

સવાલ: ફોર્મ કેવી રીતે ભરવું તે વીષે જરા ખ્યાલ આપશો?

જવાબ: આખાએ ફોર્મને કુલ ૭ વિભાગમાં વહેંચી નાખવામાં આવ્યું છે. પહેલાં વિભાગના ત્રણ પેટા વિભાગ પાડવામાં આવ્યા છે. પહેલો પેટા વિભાગ ત્રણે જાતની કર ભરનાર વ્યકિતઓને એટલે (૧) બ્રિટિશ હિન્દમાં સાધારણ રીતે રહેનાર (Resident & Ordinarily Resident), (૨) બ્રિટિશ હિન્દમાં સાધારણ રીતે નહિ રહેનાર (Resident but not Ordinarily Resident) અને (૩) બ્રિટિશ હિન્દમાં નહી રહેનાર (Non-Resident) દરેકને લાગુ પડે છે તેમાં દરેકે પોતે બ્રિટિશ હિન્દમાંથી પેદા કરેલી આવકને તેમાં દર્શાવેલા જુદા જુદા મથાળામાં જણાવવી.

બીજો પેટા વિભાગ ફકત બ્રિટિશ હિન્દમાં રહેનાર સાધારણ રીતે તેમજ સાધારણ રીતે નહિ રહેનાર (Ordinarily Resident & Not Ordinarily Resident) બન્નેને લાગુ પડે છે. આ ભાગ બ્રિટિશ હિન્દમાં નહિ રહેનારને (Non-Resident) લાગુ પડતો નથી.

આમાં ૧ લી એપ્રીલ ૧૯૩૩ પછીના વર્ષોની અંદર બ્રિટિશ હિન્દ બહાર કમાએલી આવકને આકારણીના વર્ષમાં બ્રિટિશ હિન્દમાં જેટલી લાવવામાં આવી હોય તેટલી જણાવવી. આવી આવક બે ભાગમાં જુદી જુદી જણાવવી જોઇએ. (૧) પાછલા વર્ષમાં જ પેદા થયેલી આવકમાંથી જેટલી લાવ્યા હોય તે અને (૨) તે પહેલાનાં વર્ષોની આવકમાંથી કુલ લાવેલા તે.

ત્રીજો પેટા વિભાગ ફકત બ્રિટિશ હિન્દમાં સાધારણ રીતે વસવાટ કરનાર (Ordinarily Resident) તેમજ બ્રિટિશ હિન્દમાં વસવાટ નહિ કરનાર

(Non Resident) એ બન્નેને લાગુ પડે છે. આ ભાગ બ્રિટિશ હિન્દમાં સાધારણ રીતે વસવાટ નહીં કરનારને લાગુ પડતો નથી. આ વીભાગમાં પાછલા વર્ષમાં બ્રિટિશ હિન્દ બહાર જે આવક નીપજી હોય અથવા પેદા થઇ હોય તે બતાવવી. બ્રિટિશ હિન્દમાં સાધારણ રીતે વસવાટ કરનારે (Ordinarily Resident) આવી કુલ આવકમાંથી પેટા વિભાગ બેમાં, પાછલા વર્ષનાં નફામાંથી બ્રિટિશ હિન્દમાં લાવેલી રકમ તરીકે જે બતાવી હોય તે અને તે ઉપરાંત રૂા. ૪૫૦૦ બાદ કરી બાકી રહેલી રકમ બહારના ખાનામાં જણાવવી. જ્યારે બ્રિટિશ હિન્દમાં નહિ રહેનારે (Non Resident) પોતાની આખીએ આવક બહારના ખાનામાં જણાવવી.

એક દાખલાથી આ બરાબર સમજાશે.

મિ૦ (અ) (બ) અને (ક) ત્રણ કર ભરનારા છે. મિ૦ (અ) બ્રિટિશ હિન્દમાં સાધારણ રીતે વસવાટ કરનાર તરીકે ગણાય છે. મિ૦ (બ) સાધારણ રીતે વસવાટ કરનાર નથી એ રીતે ગણાય છે; જ્યારે મિ૦ (ક) બ્રિટિશ હિન્દમાં નહિ વસનાર તરીકે ગણાય છે.

ત્રણેને બ્રિટિશ હિન્દના વેપારમાંથી રૂા. ૧૦,૦૦૦ ની આવક છે, તેમજ બ્રિટિશ હિન્દ બહાર રૂા. ૨૦,૦૦૦ પાછલા વર્ષમાં કમાયા છે. તેમાંથી રૂા. ૫,૦૦૦ બ્રિટિશ હિન્દમાં લાવ્યા છે. મિ૦ (અ) ને રૂા. ૧૦,૦૦૦ પહેલા પેટા વિભાગમાં દર્શાવવા જોઇએ. રૂા. ૫,૦૦૦ બીજા પેટા વિભાગમાં દર્શાવવા જોઇએ અને રૂા. ૨૦,૦૦૦ માંથી રૂા. ૫,૦૦૦ અને ૪,૫૦૦ બાદ કરી એટલે રૂા. ૧૦,૫૦૦ ત્રીજા પેટા વિભાગમાં દર્શાવવા જોઇએ.

મિ૦ (બ) એ રૂા. ૧૦,૦૦૦ પહેલા પેટા વિભાગમાં બતાવવા જોઇએ, રૂા. ૫,૦૦૦ બીજા પેટા વિભાગમાં બતાવવા જોઇએ અને પેટા વિભાગ ત્રણમાં 'નથી લાગુ પડતો' એમ જણાવવું જોઇએ.

મી૦ (ક) એ રૂા. ૧૦,૦૦૦ પહેલા પેટા વિભાગમાં દર્શાવવા અને રૂા. ૨૦,૦૦૦ ત્રીજા પેટા વિભાગમાં દર્શાવવા. પેટા વિભાગ બેમાં 'નથી લાગુ પડતો' લખવું જોઇએ.

બીજો વભાગ પિહેલા વિભાગમાં જણાવેલી કુલ આવકમાં સમાયેલી આવક કે જેના ઉપર ઇન્કમટેક્ષ ભરવાનો નથી, જેવી કે કર મુક્ત 'સિક્યુરીટીઝ'નું વ્યાજ, બીન નોંધાયેલી પેઢીમાંથી આવેલી ભાગની રકમ તથા જિંદગીનો વીમો, પ્રોવિડન્ટ ફંડમાં ભરેલી રકમ વગેરે બાબત માટે છે.

ત્રીજો વિભાગ વેપાર, ધંધા અને રોજગાર વિષે માહિતીઓ આપવા બાબત છે, જેમ કે ધંધો જે નામે ચાલતો હોય તે નામ, સરનામું વગેરે વગેરે. પેઢીનું જો ફોર્મ ભરાતું હોય તો તેના ભાગીદારોનાં નામ, સરનામા, દરેક ભાગીદારનો નફાનો હિસ્સો અને તેમને આપવાના પગાર, વ્યાજ, કમિશન તથા બીજા મહેનતાણાઓની માહિતીઓ. કર ભરનાર જો કોઇ પેઢીમાં ભાગીદાર હોય તો તે પેઢીના વિષેની વિગતો, ઉપર જણાવી તેવી.

ભાગ ચોથો વેપાર, ધંધા અને રોજગારની ચોપડા પ્રમાણેની આવકને આકારણી માટેની આવક નક્કી કરવા ઉમેરવાની તથા બાદ કરવાની રકમો બાબત છે.

ભાગ પાંચમો ઘસારાની વિગતો અને ભાગ છઠ્ઠો મિલકતની આવક માટેની વિગતો માટે છે.

પાછલા વરસમાં કર ભરનારે રૂા. ૪૦૦ અગર તે કરતાં વધારે ભાડું, વ્યાજ, કમિશન, રોયલટી અથવા દલાલી વગેરે જે શખસોને આપ્યું હોય તેમનાં નામ અને સરનામા અને તેવી રકમોની વિગતો જણાવવી.

**આવકના પેટા વિભાગો અને તેની સમજ:–**

દરેક કર ભરનારની આવકને નીચેના વિભાગમાં વહેંચી શકાય;

(૧) પગાર.

(૨) વેપાર, ધંધો તથા રોજગાર.

(૩) ઘરના ભાડાં.

(૪) ભાગીદારીમાંથી થતી આવક.

(૫) શેરોના ડિવિડન્ડ.

(૬) વ્યાજ.

પગારની આવક વગેરે ફોર્મના પહેલા ભાગમાં પહેલા ખાનામાં બતાવવી.

પગારની અંદર રોજીંદો પગાર, મહેનતાણું, બેઠો પગાર, (પેન્શન) વર્ષાશન, વાર્ષિક વેતન, બક્ષીશ, ઇનામ, કમિશન, પગાર ઉપરાંત વધારામાં અપાતી રકમ, સુખડી. ઘરભાડું, અથવા જો મકાન શેઠનું પોતાનું હોય તો ભાડા જેટલી રકમ, વગેરે દરેક ઉમેરી બતાવવું.

ફોર્મમાં પગારની રકમ કુલ જુમલે (Gross) બતાવવી, એટલે કે કપાયેલો ઇન્કમટેક્ષ, પ્રોવીડન્ટ ફંડમાં ભરાયેલી રકમ, વીગેરે, જેટલો પગાર મળ્યો હોય તેમાં ઉમેરીને.

એ ખાસ ધ્યાનમાં રાખવું જોઇએ કે જુના કાયદા પ્રમાણે પગારના ઉપર કર વસુલ કરવાનું ધોરણ પગારની રકમ જેટલી રોકડી મળી હોય તે હતું એટલે પગાર જે વરસમાં જેટલો અપાયો હોય તેના ઉપર તે વરસમાં કર લેવાતો, પણ હવે નવા કાયદા પ્રમાણે તો પગાર જે જે વરસમાં જેટલો જેટલો ઠરાવ્યો હોય તેનાં ઉપર તે તે વરસોમાં કર લેવામાં આવશે. પછી તે પગાર તેને રોકડો આપવામાં આવ્યો હોય કે તેને ખાતે જમા કરી રહેવા દીધો હોય. વળી પગાર સામે જેટલી રકમ આગળથી (Advance) ઉપાડી હોય તે બધીજ જે વરસમાં ઉપાડવામાં આવી હશે તે વરસમાં તેને પગાર તરીકે ગણી કર લેવાશે.

સવાલ: જો કોઈ વ્યક્તિને પોતાના શેઠ સાથે અમુક વરસનું કરારનામું હોય અને એ વર્ષોની મુદત પૂરી થયા પહેલાં એક યા બીજા કારણસર, શેઠ આ માણસને રજા આપે. આ માણસ પોતાની નોકરીમાંથી વહેલી રજા આપવા બદલ શેઠ ઉપર દાવો માંડીને અથવા પતાવટથી અમુક રકમ મેળવે તો એના ઉપર પણ કર આપવો પડે?

જવાબ: નહિ, આવી નુકસાની બદલ મેળવેલ રકમને કરમાંથી માફ કરવામાં આવી છે.

સવાલ: તો એકઠી થયેલી પ્રોવિડન્ટ ફંડની રકમ જ્યારે મળે તેના ઉપર?

જવાબ: પ્રોવિડન્ટ ફંડમાં એકઠી થયેલી રકમ જ્યારે તેને મળે ત્યારે એ રકમમાં પોતે ભરેલાં નાણાંની રકમ તથા તે ઉપરનું વ્યાજ બાદ કરી બાકીના ઉપર કર લેવાશે એટલે કે શેઠે જેટલું ભરણું ભર્યું હોય તેટલા ઉપર અને તેના ઉપર ચઢેલાં વ્યાજ ઉપર કર લેવાશે.

સવાલ: આવાં બધાં જ પ્રોવિડન્ટ ફંડમાંથી જમા થયેલી રકમ મળે કર આપવો પડશે? પ્રોવિડન્ટ ફંડ રજીસ્ટર થયું હોય તો પણ?

જવાબ: જે પ્રોવિડન્ટ ફંડને, પ્રોવિડન્ટ ફંડ ૧૯૨૫નો કાયદો લાગુ પડતો હોય અથવા માન્ય રાખેલાં પ્રોવિડન્ટ ફંડ અને કબૂલેલાં સુપર એન્યુએશન ફંડમાંથી જે રકમો મળે તેના ઉપર કર લેવામાં આવશે નહિ.

## વાતચીત પાંચમી

### ફોર્મ ભરવા બાબત સમજ:-(ચાલુ)

ગયા વખતે ફોર્મનો પહેલો વિભાગ કેમ ભરવો તે જોયું, હવે આજે બીજો વિભાગ કેમ ભરવો તે સમજાવું. બીજો વિભાગ-વેપાર, ધંધો, રોજગાર આ શિર્ષ હેઠળ નફો યા નુકસાન જે હોય તેને પહેલા ભાગમાં ૪ (અ) નાં ખાનામાં જણાવવું અને આને અંગેનો ભાગ ચોથો અને પાંચમો બરાબર ભરવો.

ત્રીજો વિભાગ 'ઘરના ભાડાં'. આ આવક ફોર્મના પહેલા ભાગનાં ત્રીજા ખાનામાં બતાવવી, અને તેને અંગે જણાવવાની વિગતો ભાગ ૭ માં ભરવી.

ભાગીદારીમાંથી થતાં નફા યા નુકસાનને પહેલાં ભાગમાં ૪ (બ) અને ૪ (ક) ના ખાનામાં બતાવવી. આ ખાનાં ભરવા માટે ભાગીદારીની આવક નીચે પ્રમાણે નક્કી કરવી જોઇએ :

(૧) 'ભાગ' એટલે કર ભરનાર પાછલા વર્ષમાં જેટલો ભાગ ધરાવતો હોય તેટલો અને નહિ કે જુના કાયદા મુજબ કરની આકારણી વખતે જે ભાગ હોય તે.

(૨) ભાગની અંદર વ્યાજ, (પેઢીને ઉછીતી આપેલી રકમ ઉપર અથવા પોતે રોકેલી મૂડી ઉપર-અને એ વ્યાજ રોકડ આપ્યું હોય યા તો એને ખાતે જમા કર્યું હોય) પગાર, કમિશન અને બીજી મહેનતાણાની રકમ તેને આપી હોય તે અથવા આપવાની હોય, અથવા તેને ખાતે જમા કરી હોય, આ બધીજ રકમો જણાવવી

એક્ષપર્ટ: ચાલુ નુકશાની પણ નફાની માફક જ ગણવી. એટલે ૧૯૩૯-૪૦ ના વર્ષમાં આવતા વર્ષ અથવા વર્ષોની કુલ આવક નુકસાનનો હિસાબ કરતાં સરવાળે નુકસાન રહે તો તે, તે પછીના વર્ષમાં એટલે ૧૯૪૦-૪૧માં બાકી ખેંચવું જે તે જ વેપાર ધંધા અને રોજગારમાંથી, બીજા વરસમાં મજરે આપવામાં આવશે.

સવાલ : આ બરાબર સમજ પડી નહિ.

જવાબ : જુઓને, મિ૦ (અ) ને ૧૯૩૯-૪૦ના આકારણીનાં વર્ષમાં નીચે મુજબ આવક છે:—

પગારના ૩૦૦૦,

ઘરના ભાડામાંથી ૨૦૦૦.

ભાગીદારીમાંથી નફાના ભાગના ૧૦૦૦.

પોતાના સ્વતંત્ર વેપારથી થયેલી નુકસાની ૧૦૦૦૦.

આથી મિ૦ (અ) ની ૧૯૩૯–૪૦ના વર્ષની કુલ આવક રૂ. ૬૦૦૦ થઈ, જ્યારે નુકશાન રૂ. ૧૦,૦૦૦ થયું એટલે તે વર્ષમાં તેને કાંઈ કર આપવો પડે નહિ. આ ઉપરાંત રૂ. ૬૦૦૦ આવકના, રૂ. ૧૦,૦૦૦ સ્વતંત્ર વેપારની નુકસાનીમાંથી બાદ કરતાં રૂ. ૪,૦૦૦ બીજા વર્ષમાં એટલે ૧૯૪૦–૪૧ ની આકારણીના વર્ષમાં મિ૦ (અ) પોતાના સ્વતંત્ર વેપારના નફા સામે મજરે માગી શકે. ફક્ત એટલું જ કે આ સ્વતંત્ર વેપાર ગયા વર્ષે જે હોય તે જ હોવો જોઇએ,

સવાલ: ધારો કે મિ૦ (અ) ને ૧૯૪૦–૪૧માં સ્વતંત્ર વેપારમાંથી જરા યે નફો નથી તેમજ નુકશાન પણ નથી તો રૂ. ૪,૦૦૦ ગયા વર્ષની નુકસાની મી૦ (અ)ની બીજી આવક, પગાર, ઘરનાં ભાડા ભાગીદારીમાંથી નફાના ભાગના, વગેરેમાંથી બાદ મેળવી શકે?

જવાબ: ના. નુકસાની ફક્ત વેપાર, ધંધા અને રોજગારના નફામાંથી જ મજરે મળી શકે.

સવાલ: એક વરસની નુકસાની ત્યાર પછીના વરસોમાં નફાના અભાવે અગર નુકસાનને લીધે મજરે ન મેળવી શકાય તેમ હોય તો તે વરસની નુકસાની કેટલા વરસ સુધી આગળ ખેંચી શકાય?

જવાબ: કુલ ૭ વરસ સુધી. પણ પહેલાં પાંચ વરસ સુધી, પહેલા વરસની નુકસાની એક વર્ષ સુધી, બીજાની બે વર્ષ; ત્રીજાની ત્રણ; ચોથાની ચાર; અને પાંચમાંની પાંચ સુધી એમ અનુક્રમે ખેંચવા દેવામાં આવશે.

સવાલ: ત્યારે ૧૯૩૯–૪૦ નાં આકારણીનાં વર્ષની નુકસાની ફક્ત ૧૯૪૦–૪૧ માં જ મજરે મેળવી શકાય અને ૧૯૪૦–૪૧ માં પૂરતો નફો ન હોય તો ૧૯૩૯–૪૦ નાં વર્ષની નુકસાની ફોગટ જાય એમ ને?

જવાબ: હા. બરાબર છે.

એક્ષપર્ટ: કંપનીના શેરોનાં વ્યાજને ભાગ પહેલાનાં પાંચમાં ખાનામાં બીજી આવકમાં બતાવવા. આને અંગે કંપનીમાંથી મળેલા સર્ટીફીકેટો પણ મોકલવા. મોર્ટગેજ, કરજ ઉપર આપેલાં નાણાં, ફિક્સ્ડ ડિપોઝીટ, ચાલુ ખાતાનાં વ્યાજ વગેરેને પહેલા ભાગનાં પાંચમાં ખાનામાં બીજી આવકોમાં બતાવવું.

સિક્યુરિટીઝનાં વ્યાજને ભાગ પહેલામાં બીજા ખાનામાં બતાવવું.

ઘસારો મજરે લેવા માટે ફોર્મનો ભાગ ચોથો બરાબર ભરવો જોઇએ. દરજ્જો (Status) બરાબર જણાવવો અને એકરારનામું (Verification) પણ બરાબર તપાસીને કરવું; ફોર્મ જેના નામનું હોય તેણે જ સહી કરવી, ફોર્મને શાહીથી ભરવું તથા શાહીથી જ સહી કરવી. નુકસાનીની રકમો લાલ શાહીથી બતાવવી. દરેક ખાનામાં જ્યારે એ વિભાગમાંથી કાંઇ આવક ન હોય ત્યાં "કાંઇ નથી" અથવા "nil" મૂકવું

જ્યાં જ્યાં રકમો વગેરે ભરવામાં ચેકચાક કરી હોય ત્યાં ફરી સહી કરવી. આમાંની ફોર્મ ભરવામાં એક પણ કસૂર રહે તો ઓફિસર ૨૩ (૪) મુજબ જાણે કે ફોર્મ ભર્યું જ નથી એવી રીતે આકારણી કરી શકશે.

## ફોર્મ શા માટે જાતે ભરી મોકલવું જોઇએ?

એક્ષપર્ટ: કેમ ભાઇ, તમે શું વિચાર કરો છો?

કર ભરનાર: હું એ વિચાર કરૂં છું કે મારી વરસની આવક લગભગ રૂ. ૩,૦૦૦ થાય છે. અત્યાર સુધી મારા ઉપર ફોર્મ કહાડવામાં આવ્યું નથી તો મારે ફોર્મ ભરીને મોકલવું કે નહિ?

એક્ષપર્ટ: કાયદાની દૃષ્ટિએ રૂા. ૩૫૦૦ની અંદરની આવકવાળા જો આવું ફોર્મ પોતે જાતે ભરીને ન મોકલે તો તે દંડને પાત્ર થતાં નથી. પણ એ સલાહ ભરેલું છે કે દરેક જણે, જેની આવક રૂ. ૨,૦૦૦ થાય કે તુરત જ તેમણે ફોર્મ જાતે જ મંગાવી ભરી દેવું. કારણ કે:

(૧) ઇન્કમટેક્ષ ઓફિસર હવેથી આવો વસૂલ કરવો રહી ગયેલો કર પછીના આઠ વર્ષ સુધી વસૂલ કરી શકે છે. એટલે આઠ વર્ષમાં જ્યારે પણ આવી આવક જણાઇ આવે ત્યારે તેના ઉપર આકારણી કરી કર વસૂલ કરી શકે. કદાચ દંડ ન થાય તો પણ બધા વરસોનો એક સામટો કર આપવો બહુ જ ભારી પડી જાય.

( ૨ ) અમુક વરસો વીત્યા પછી પાછળના વર્ષની પતવણી કરતી વખતે ઘણીજ મુશીબત પડે. કારણ કે ઘણી બાબતો ધ્યાન બહાર જતી રહી હોય તેમજ બીજી જોઇતી માહિતીઓ મળી શકે નહિ.

( ૩ ) પાછળના વરસમાં નુકસાન હોય તો જો ફોર્મ ન ભર્યું હોય તો બીજા વરસની આવકમાંથી તે નુકસાન મજરે મળી શકે નહિ. આથી આવી નુકસાની મજરે લેવા પણ ફોર્મ ભરવું જોઇએ.

કર ભરનાર: તો તો જરૂર આવતી કાલે જ ફોર્મ ભરી મોકલી આપું.

**કાયદેસર છટકની રીતો અને તેના ઉપર અંકુશ:-**

કર ભરનાર: તમે તમારી પહેલી વાતચીતમાં કહ્યું હતું કે આવકવેરાનાં કાયદાને સુધારવા માટેનો બીજો મુદ્દો કરમાંથી છટકી જવાની બાબતનો છે. એટલે કે કાયદેસર છટકી જવાની બારીઓને બંધ કરવાનો છે-તો તે કેવી રીતે?

એક્ષપર્ટ: હા. આવકવેરા અને સુપરટેક્ષની પાત્રતામાંથી છટકી જવાને લગતા ખાસ ઠરાવો વિભાગ ૫. (બ)માં મૂકવામાં આવ્યા છે. જો કે આ જાતનું છટકી જવાનું ફકત ઘણાંજ પૈસાદાર માણસોથી જ બની શકતું.

તેમાં મુખ્યત્વે કરીને બે મુદ્દાઓ માટે આ આખું પ્રકરણ રચાયું છે. પહેલો મુદ્દો બ્રિટિશ હિન્દની બહાર રહેતા કે સામાન્ય રીતે બહાર રહેતા માણસોના નામ ઉપર ફેરબદલીમાં પરિણમતા સોદાઓથી આવક-વેરામાંથી છટકી જવા બાબત છે; એટલે કે વિદેશમાં કંપનીઓ ઊભી કરી અને પોતાની મૂડીનો મોટો ભાગ એમને નામે ચઢાવી જેથી જે બ્રિટિશ હિન્દનાં રહીશની આવક હોય તે પરદેશીની આવક તરીકે લેખાય. અને બીજો મુદ્દો જામીનગીરીઓના કેટલાક સોદાઓથી આવકવેરામાંથી છટકી જવા બાબતનો છે. એટલે કે બજારમાં એવી જાતના સોદાઓ કરે કે જેથી જામીનગીરીઓનાં વ્યાજ ઉપર કપાયેલ કરને સરકારને કાયદા મુજબ પાછો આપવા ફરજ પડે. જો કે ખરું જોતાં સરકારને તેમ કરવાનું હોય નહિ છતાં.

આ આખુંએ પ્રકરણ ઘણું અઘરું અને સહેલાઇથી ન સમજાય તેવું છે, અને તે યુનાઇટેડ કિંગડમનાં કાયદાને આધારે ઉમેરવામાં આવ્યું છે. આ ઉપરાંત બીજી ઘણી કલમોમાં એવા સુધારાઓ કરવામાં આવ્યા છે કે જેથી આવા કાયદેસર કર આપવામાંથી સદંતર બચી જવાની અથવા પોતાને અપવાના થતાં કરને ઓછો કરવાની બારીઓ બંધ કરવા પ્રયત્ન કરવામાં આવ્યો છે. આમાંની મુખ્ય નીચે મુજબ છે:

એક તો ડિવિડન્ડની વ્યાખ્યામાં સુધારો કરવામાં આવ્યો છે. અત્યાર સુધી એવી પ્રથા હતી કે કોઇપણ કંપનીએ પોતે કરેલો નફો, જે વર્ષમાં નફો કર્યો હોય તેજ વર્ષમાં અથવા પછીના વર્ષોમાં પોતાનાં શેરહોલ્ડરોને ડિવિડન્ડના રૂપમાં વહેંચી આપે તો તેને ડિવિડન્ડની વ્યાખ્યામાં ગણવામાં આવતો, પણ એ નફાને અમુક વર્ષ સુધી જમા રાખી પછીથી એક સામટો બોનસ શેરો, બોનસ ડિબેન્ચરો, અથવા એવા બીજા કોઇ સ્વરૂપમાં વહેંચે તો તેને ડિવિડન્ડની વ્યાખ્યામાંથી બાકાત રાખવામાં આવ્યો હતો, તેને Accretion of profits અથવા Capital Receipts મૂડી જેવી આવક, તરીકે ગણી તેનાં ઉપર શેરહોલ્ડરો પાસેથી સુપરટેક્ષ વસૂલ કરી શકાતો ન હોતો, જ્યારે હવે ડિવિડન્ડની વ્યાખ્યા એવી સ્પષ્ટ રીતે આપવામાં આવી છે કે જેથી આવી વહેંચણી ડિવિડન્ડ તરીકે જ લેખી શકાય.

અને તેવી જ રીતે સુધારેલી રકમ ૨૩ (અ) કે જે ઇન્કમટેક્ષ ઓફિસરને અમુક કંપનીઓનાં સભ્યોને વ્યકિતગત રીતે આંકવાનો અધિકાર આપે છે, તે ઉપરથી જોઇ શકાશે કે ભવિષ્યમાં કર ભરનાર માટે લિમિટેડ કંપનીઓ કરી તેના નફાને ડિવિડન્ડનાં રૂપમાં વહેંચવું મુલતવી રાખી તેમને આપવાના થતા સુપરટેક્ષમાંથી બચવું હવે કેટલું મુસ્કેલભરેલું બન્યું છે. જો કે કંપની ઇન્કમટેક્ષ આપવા તો બંધાયેલી હતી અને છે પણ આ સુધારા પહેલાં સુપરટેક્ષમાં બચાવ થતો.

કલમ ૨૩ (અ) થી દરેક કંપનીએ, સિવાય જે કંપનીઓમાં જાહેર પ્રજાને ખાસ કરીને વધુ ભાગે રસ હોય–પોતે કરેલા પાછલા વર્ષની આવક-વેરાને પાત્ર એવી આવકનાં ઓછામાં ઓછા ૬૦ ટકા જેટલો નફો ડિવિડન્ડ તરીકે વહેંચવો એમ ફરજિયાત ઠરાવે છે. અલબત, થોડા અપવાદો સિવાય. અને આમ નહિ કરનાર કંપનીઓના તેમની આવકનો બિનવહેંચાયેલો ભાગ ડિવિડન્ડ તરીકે શેરહોલ્ડરોને પ્રમાણસર આવતો ભાગ શેરહોલ્ડરોની કુલ આવક નક્કી કરવા માટે તેની આવકમાં ઉમેરાશે અને સુપરટેક્ષ આપવો પડે તેમ હશે તો વસૂલ કરશે. અમુક સંજોગોમાં તો આવા નફાનો ૧૦૦ ટકા ભાગ એટલે આખેઆખો નફો ડિવિડન્ડ તરીકે વહેંચવા ફરમાવવામાં આવ્યું છે.

સુધારેલી કલમ ૧૬ મી જે કર ભરનારા સેટલમેન્ટ કે કાયદેસરની ટ્રસ્ટ જેવી કાંઇ વ્યવસ્થાથી પોતાની મૂડી બીજાને નામે ચઢાવી જેથી જેને નામે ચઢાવી હોય તે ઘણુંખરું પોતાનો જ માણસ હોય, અને જેથી જે "અ"ની આવક હોય તે "બ"ની આવક તરીકે લેખાય અથવા જે આવક "અ"ની

આવકનો ભાગ હોય તે "બ"ની આવકનો ભાગ બને કે જેથી "અ"ને કાં તો કરમાંથી સદંતર મુકિત મળે અથવા તો ઘણા જ નીચા દરે કર આપવાનો થાય. આવી જાતનાં ટ્રસ્ટો, વ્યવસ્થા અને સેટલમેન્ટ ઉપર અંકુશ મૂકે છે. આ કલમનાં આધારે જે સેટલમેન્ટમાં, વ્યવસ્થામાં કે ફેરબદલીમાં તેની આવક કે મિલકત એમ કરનારે ફરીથી પાછી છ વરસની અંદર પોતાના નામ ઉપર ફેરવી શકે એવી કોઇ પણ શરત રાખી હોય તો અથવા તેવી આવક કે મિલકત ઉપર પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે પોતાનો અધિકાર ફરીથી ધારણ કરી શકે એવો હકક ધરાવતો હોય તો તેનાથી થતી બધી જ આવક આવા સેટલમેન્ટ, વ્યવસ્થા કે ટ્રસ્ટ કરનાર માણસની જ ગણાશે, અને તેની બીજી આવકમાં ઉમેરી કુલ આવક ઉપર કરની આકારણી થશે.

તેવીજ રીતે આપણે પગાર બાબત જોયું; કે પગાર મળ્યો હોય કે ન મળ્યો હોય પણ જે તારીખે પગાર થતો હોય તે તારીખે થતી પગારની રકમ, કરને પાત્ર બને છે. વધુમાં આવી આવકની અગાઉથી ઉપાડેલી રકમ અને લોન પણ મળી હોય તો તે આખી લોન તે તારીખે થતા પગાર તરીકે જ ગણી લેવાશે. આ સુધારાનો હેતુ પગાર ઉપાડી લેવાનું મુલતવી રાખવાનાં અગર તો અગાઉથી ઉપાડી લેવાનાં યા તો લોન તરીકે લઇ લેવાનાં બહાનાંને દૂર કરવાનો છે.

૨૬ (અ.) પુરવણી (Proviso) નોંધાયેલી પેઢીના ભાગીદારોનાં ભાગ બાબત છે. આથી ઉપર જણાવી ગયા તેમ આકારણી વર્ષનાં પાછલાં વર્ષમાં જ જે ભાગીદારો હશે એના ઉપર આકારણી થશે. તેમજ પાછલાં વર્ષમાં જે ભાગીદારો જે ભાગ ધરાવતા હશે તે પ્રમાણે તેમની આવક ગણાશે. પહેલાં તો આકારણી વખતે જે ભાગીદારો હયાત હોય અથવા ભાગીદારોના જે ભાગ હોય તે લક્ષમાં લઇ તેમના ઉપર અને તે પ્રમાણે આકારણી થતી, આથી આકારણી વખતે ટૂંક મુદત માટે નવા ભાગીદારો દાખલ કરવાની પ્રથા પડી હતી અને ઘણાં આનો સારો લાભ મેળવતા. આ કલમથી આવા મળતા લાભોને રોકવા પ્રયત્ન કરવામાં આવ્યો છે. તેવી જ રીતે કલમ ૧૬ (૩) પ્રમાણે, પોતાની સ્ત્રી અથવા સગીર બાળકોને પોતાની ભાગીદારીમાં દાખલ કરી મેળવાતા લાભને સદંતર અટકાવવામાં આવ્યો છે.

ઘણાં કર ભરનારા ઘણી વખત એકથી વધુ બિનનોંધાયેલી પેઢીઓ ઊભી કરતા કે જેથી આવી પેઢીઓમાંથી મળતા નફાના ભાગ ઉપર ઓછા દરે કર આપવો પડે, અને સુપરટેક્ષમાંથી પણ બચી જવાય. જ્યારે કલમ

૨૩ (૫) (બ) આવી જાતની યુક્તિઓ ઉપર અંકુશ મૂકે છે, અને તેથી જો ઇન્કમટેક્ષ ઓફિસરના અભિપ્રાય પ્રમાણે બિનનોંધાયેલી પેઢીના ભાગીદારોને વ્યક્તિગત પ્રમાણે સુપરટેક્ષ અથવા આવકવેરાની આપવી પડતી એકંદર રકમ, બિનનોંધાયેલી પેઢીને પોતે આપવી પડે તેવી રકમ કરતાં વધારે હોય તો, ઇન્કમટેક્ષ ઓફિસર ઉપર જણાવ્યા મુજબ બિનનોંધાયેલી પેઢીની આકારણી નોંધાયેલી પેઢીની જણાવેલી રીત પ્રમાણેની ગણતરીથી કરી શકશે. એટલે બિનનોંધાયેલી પેઢીને નોંધાયેલી પેઢી હોય તેવી રીતે જ ગણી આકારણી કરશે.

કેટલાક કર ભરનારા બ્રિટિશ હિન્દ બહારની પોતાની કમાયેલી આવક ઉપર કર બચાવવા માટે તે આવકને તેઓ ત્યાં જ રાખી, જરૂર પડે તેની સામે બ્રિટિશ હિન્દમાં ઓવર ડ્રાફ્ટ લેતા. આ વ્યવસ્થાથી આવા કર ભરનારા હવે છટકી જશે નહિ. કારણ મેં પહેલાં વિસ્તારથી સમજાવ્યું તેમ હવે આવી આવક બ્રિટિશ હિન્દમાં લાવે અગર ન લાવે તો પણ કર તો આપવો જ પડશે.

કેટલીક વ્યક્તિઓ પોતાના ધંધાનું સંચાલન બ્રિટિશ હિન્દમાંથી કરતા અને તેને અંગેનું યાંત્રિક કારખાનું દેશી રાજ્યમાં રાખતા. આનું વેચાણ બધું બ્રિટિશ હિન્દમાં જ થતું છતાં તેમનાં નફાનો જે ભાગ બ્રિટિશ હિન્દમાં લાવ્યા હોય તેના ઉપર જ તેમને કર આપવો પડતો. હવે તો આવી વ્યક્તિઓને પોતાનાં આખાએ નફા ઉપર કર આપવો પડશે.

કોઇ વાર એવી પણ ગોઠવણ કરવામાં આવતી કે એક બ્રિટિશ હિન્દના રહીશ બીજા બ્રિટિશ હિન્દના રહીશને ડિબેન્ચરો ઉપર આપવાનું વ્યાજ બ્રિટિશ હિન્દ બહાર આપે. આ ગોઠવણથી જે લાભ મળતો તે હવે મળી શકશે નહિ તે ચોખ્ખું છે.

ઘણી વખત ઘણી બ્રિટિશ હિન્દમાં રહેતી વ્યક્તિઓ તેમને થયેલી આવક તથા નફા સામે બ્રિટિશ હિન્દનાં જે રહેવાશી ન હોય—એટલે દેશી રાજ્યના રહેવાશી હોય તેમને વ્યાજ આપતા અને મજરે માંગતા. કેટલીક વાર આવી દેશી રાજ્યની રહેવાશી વ્યક્તિઓ પોતાનાં સગા જ હોય. આવી ગોઠવણો હવે વધુ વખત ચાલી શકશે નહિ. કારણ દેખીતું જ છે કે આવા વ્યાજ ઉપર પહેલાં વ્યાજ આપતાં જ વધુમાં વધુ દરે કર કાપી લેવો એમ ઠરાવેલું છે.

આવી રીતે લગભગ દરેક કાયદેસર રીતે છટકી જવાની બારીઓ બંધ કરી સરકારનાં નાણાંસચીવ, અને સરકારના ઇન્કમટેક્ષ માટેના સલાહકારો સંતોષ માને છે કે હવે કર ભરનારા પોતાને આપવાના કરમાંથી છટકી શકશે નહિ. પણ મનુષ્યનાં ફળદ્રુપ ભેજાની કોઇ કાંઇ મર્યાદા બાંધી શક્યું છે ?

# સમાલોચના

અત્યાર સુધીની મારી વાતચીતોમાં મેં આખાએ ઇન્કમટેક્ષનાં કાયદાની મુખ્ય કલમોને વિસ્તારથી સમજાવી. હવે હું તમને આ બધીએ કલમોની ટુંકમાં સમાલોચના આપું, જેથી તમને પાછો બધો ખ્યાલ આવી શકે.

(૧) આવકવેરાની ગણુતરી માટે "સ્ટેપ સિસ્ટીમ" ને બદલે "સ્લેબ સિસ્ટીમ" દાખલ કરવામાં આવી છે.

(૨) પરદેશની આવક જે બ્રિટિશ હિન્દમાં રહી ઉદ્‌ભવતી હોય તેને કરને પાત્ર બનાવવામાં આવી છે.

(૩) પરદેશની બીજી આવકો માટે અત્યાર સુધી જે 'Remittance basis' હતું—એટલે એ આવક બ્રિટિશ હિન્દમાં લાવે ત્યારે કર લેવાય તેને લગભગ accrual basis માં એટલે આવક ઉત્પન્ન થાય કે તરતજ કર લેવો—એમાં ફેરવી નાખવામાં આવ્યું છે.

(૪) કર ભરનારના (અ) બ્રિટિશ હિન્દના વતની (બ) બ્રિટિશ હિન્દના વતની નહિ (ક) અને બ્રિટિશ હિન્દના સાધારણ વતની એમ ત્રણ વિભાગ પાડવામાં આવ્યા છે.

(૫) મ્યુનિસિપાલિટી તથા લોકલ બોર્ડો જેમને અત્યાર સુધી આવક વેરામાંથી મુક્ત રાખવામાં આવ્યા હતા તેમને હવે તેમની કેટલીક આવક ઉપર કર આપવો પડશે.

(૬) કાયદાના સંચાલન માટેનું તંત્ર વ્યવસ્થિત અને સુઘટીત બની શકે એવી ગોઠવણ કરવા પ્રયત્ન કરવામાં આવ્યો છે. આથી સેન્ટ્રલ ગવર્નમેન્ટને વધારાના ત્રણ ઇનકમટેક્ષ કમિશનરની—હાલમાં અમુક વિસ્તારો માટે નિમાએલા હોવા ઉપરાંત—નિમણૂક કરવાની સત્તા આપવામાં આવી છે. જે આવા વિસ્તારોવાળા કમિશનર હોવા છતાં, તેમના વિસ્તારોના અમુક કેસો અથવા અમુક જાતના કેસો જે સેન્ટ્રલ બોર્ડ ઓફ રેવન્યુ તેમને સોંપે તે કેસોને સંભાળશે. આનો હેતુ હેડક્વાર્ટર્સમાં ઇન્કમટેક્ષ ખાતાની બરોબરીનું કામ કરવાનું ખાતું ખોલવાનો અને અઘરા અને મુખ્ય કામો તેમના જ હાથમાં સોંપવાનો

છે. ખાસ કરીને દંડની બાબતમાં હેડકવાર્ટર્સની દેખરેખની જરૂર જણાઇ હતી. તેમજ વહેમ ભરેલા કેસો, વીમા કંપનીઓના કેસો, મોટી બેન્કોના કેસો કે જેની અંદર ખાસ **Technical knowledge** ની જરૂર રહે છે તે બધા જ હેડકવાર્ટર્સને સોંપાશે. આ પણ સુધારો યુનાઇટેડ કિંગડમના કાયદાના આધારે જ કરવામાં આવ્યો છે. અને આવા પહેલા કમિશ્નરની નિમણૂંક મુંબઇમાં તાજેતરમાં થઇ છે જેની જાણ લગભગ આખા મુંબઇને હશે. આ કમિશનરનું નામ મિ૦ [૧]બર્ડ છે.

(૭) જો મિલ્કત સંયુકત માલિકીની હશે તો તેમાં સંબંધ ધરાવતા દરેક માણસને જુદા ગણી તેમને ભાગે આવતી આવક ઉપર કર લેવામાં આવશે.

(૮) ધંધા તથા રોજગારની આવકને "વ્યાપાર" ની આવકમાં જ સમાવી દેવામાં આવી છે.

(૯) સાંચા કામ અને બીજી અરકયામતોના ઘસારાની રકમ નકકી કરવાની પધ્ધતિમાં મુખ્ય ફેરફાર કરવામાં આવ્યો છે. જેમકે આવો ઘસારો દર વરસે મૂળ કિંમત ઉપર નહિ ગણતાં દર વરસે તે વરસ પહેલાં મજરે આપાએલો ઘસારો મૂળ કિંમતમાંથી બાદ કરી બાકી રહેલી કિંમત ઉપર ગણાશે.

(૧૦) કાયદેસર રીતે છટકી જનારાઓ ઉપર આડકતરી રીતે કેટલાક પ્રતિબંધો મૂકવામાં આવ્યા છે.

(૧૧) અમુક કિસ્સાઓમાં પોતાને ત્યાં બીજાઓએ વેપારમાંથી કરેલા નફાને તેમને આપતા પહેલા તેમાંથી ઇનકમટેક્ષ અને સુપરટેક્ષ કાપી લેવો એવી ફરજો મૂકવામાં આવી છે.

(૧૨) હવેથી આવકવેરાને પાત્ર બને એટલી આવક થએથી ફરજિયાત પોતાની મેળે આવકપત્રક ભરી મોકલવું પડશે. અને તેમણે તેમના ઉપર ઇનકમટેક્ષ ઓફિસરે ફોર્મ કહાડવાની રાહ જોવી નહિ.

(૧૩) વેપારમાં ગએલ ખોટને બીજા વરસોમાં આગળ ખેંચી જવા દેવામાં આવશે અને પછીના વર્ષોનાં તે જ વેપારના નફા સામે આ ખોટ મજરે મેળવી શકાશે.

---

૧ જેમનું થોડા મહિનાઓ ઉપર કરૂણાજનક મૃત્યુ થયું છે, અને તેમની જગાએ હાલમાં મી૦ મેનનને નીમવામાં આવ્યા છે.

(૧૪) વેપારધંધાની માલિકીની ફેરબદલી–Succession to business etc.–નાં કિસ્સાની આકારણી બાબત ચોખવટ કરવામાં આવી છે અને ન્યાય-સરની પદ્ધતિ દાખલ કરવામાં આવી છે.

(૧૫) દંડ બાબતની કલમો ઘણીજ કડક બનાવવામાં આવી છે. લગભગ દરેક ભૂલ અથવા ચૂક માટે ભારી દંડો કરી શકાય એવી સત્તા આપવામાં આવી છે.

(૧૬) ઇન્કમટેક્ષ ઓફિસરે અમુક વ્યક્તિએ ફોર્મ નહિ ભરવાથી અને –અથવા–ચોપડા નહિ બતાવવાના તથા બીજી નોટિસોનો અમલ નહિ કરવાના પરિણામે પોતાની મુન્સફી પ્રમાણે જે આકારણી કરી હોય તેની સામે અપીલ કરવાનો હક્ક આપવામાં આવ્યો છે.

(૧૭) પાછળના વર્ષોની કરેલી આકારણી કેટલાક ખાસ સંજોગોમાં આઠ વર્ષ સુધી ઉઘાડી શકાશે અને સાધારણ સંજોગોમાં ચાર વર્ષ સુધી ઉઘાડી શકાશે.

(૧૮) પાછળના વર્ષોની આકારણીમાં થયેલી ભૂલો આકારણી થયેલા વર્ષ પછીના ચાર વર્ષો સુધી સુધારી શકાશે.

(૧૯) કાયદેસર રીતે છટકી જનારાઓને અટકાવવા માટે કાયદામાં ખાસ નવું પ્રકરણ ઉમેરવામાં આવ્યું છે.

(૨૦) "સુપર એન્યુએશન ફંડ" માટે પણ ખાસ પ્રકરણ ઉમેરવામાં આવ્યું છે.

(૨૧) વીમા કંપનીઓની આકારણી માટે કાયદામાં એક નવું શેડયુલ ઉમેરવામાં આવ્યું છે. આ રીતે વીમા કંપનીઓને લગતા નિયમો કાયદાપોથી ઉપર લાવવામાં આવ્યા છે.

(૨૨) એપ્રિલ ૧૯૩૯ પછીનાં બે વર્ષ પછી એપેલેટ ટ્રિબ્યુનલ–ન્યાય-મંદિર–ની સ્થાપના કરવામાં આવશે જેથી સ્વતંત્ર અને નિષ્પક્ષપાતી ન્યાય ઓછા ખરચમાં અને તુરત મેળવી શકાશે.

## કાર્ય પધ્ધતિ–Procedure:–

હવે હું તમને ટૂંકમાં કાર્યપધ્ધતિ અથવા procedure–વહીવટ વિષે થોડો ખ્યાલ આપીશ.

(૧) દરેક વર્ષની મેની પહેલી તારીખે અથવા તે પહેલાં ઇનકમટેક્ષ ઓફિસર જાહેર નોટિસ પ્રગટ કરાવશે.

(૨) આવી નોટિસ છપાયાની તારીખથી ૬૦ દિવસની અંદર દરેક કર ભરનારે જેની આવક રૂ. ૨૦૦૦ અથવા તેથી વધતી હોય તેમણે ઇનકમટેક્ષ ઓફિસમાંથી ફોર્મ લઇ આવી ભરી મોકલી આપવું.

(૩) આ ઉપરાંત ઇનકમટેક્ષ ઓફિસર તેનાં રેકર્ડ ઉપર હોય તેવા દરેક કર ભરનાર ઉપર વ્યકિતગત ફોર્મ કહાડશે.

(૪) આ ફોર્મ મળ્યાની તારીખથી ૩૦ દિવસની અંદર ફોર્મ ભરી મોકલી આપવું. જો ઉપર જણાવ્યા મુજબ પોતે જાતે ફોર્મ મંગાવી ભર્યું હોય તો આ ફોર્મ ફરીથી ભરી મોકલવાની જરૂર રહેતી નથી.

(૫) રજીસ્ટર્ડ પેઢીઓએ આવા ફોર્મની સાથે પોતાની પેઢીને ઇનકમટેક્ષ ઓફિસમાં નોંધાવવાની અરજી અને જો તેના પહેલાના વરસમાં નોંધાયેલી હોય તો તેને નોંધાયેલી ચાલુ રાખવા માટેની અરજી (Renewal Application) કરવી. આ અરજી વખતસર નહિ કરવાથી ઇનકમટેક્ષ ઓફિસર તે પેઢીને બિન નોંધાયેલી પેઢી તરીકે ગણી આકારણી કરી શકશે.

(૬) આવા ફોર્મ સાથે, જો ચોપડા રાખ્યા હોય તો, તેમાંથી નફા નુકસાન ખાતું અને સરવાયું ઉતારી મોકલવું. અને ચોપડા ન રાખ્યા હોય તો તમે તમારો નફો યા નુકસાન કેવી રીતે લાવ્યા તે બતાવતું એક સ્ટેટમેન્ટ કરી મોકલવું.

(૭) અમુક કારણોસર મુકરર કરેલી મુદતની અંદર ફોર્મ ભરીને ન મોકલી શકાય તેમ હોય તો ઇન્કમટેક્ષ ઓફિસરને લેખિત અરજી કરી વધારે ટાઇમ માટે માગણી કરવી. ઇનકમટેક્ષ ઓફિસરને આવી મુદત વધારી આપવાની પૂરતી સત્તા આપવામાં આવી છે.

(૮) આવું ફોર્મ ભરી મોકલ્યા પછી ઇનકમટેક્ષ ઓફિસરને જો ખાતરી થશે કે તમે મોકલેલું ફોર્મ ખરૂં છે તો તે સ્વીકારી એ મુજબ આકારણી કરશે.

(૯) જો ઓફિસરને એમ જણાય કે તમારૂં ફોર્મ ખરૂં નથી તો તે તમને તમારા ફોર્મમાં તમે જણાવેલી આવક તથા નુકસાનનાં પુરાવા રૂપે ચોપડા અને બીજી વિગતો સાથે નોટિસ કાઢી બોલાવશે અને તમારી પોતાની જરૂર જણાયે તમને પણ બોલાવશે.

(૧૦) આ નોટિસના જવાબમાં તમારે ચોપડા લઈને જવું. જો ચોપડા ન હોય તો જે પુરાવાના આધારે તમોએ તમારૂં ફોર્મ ભર્યું હોય તે પુરાવા વિગતો સાથે લઇ ઇનકમટેક્ષ ઓફિસર આગળ રજૂ કરવા.

(૧૧) ઇનકમટેક્ષ ઓફિસર આવા પુરાવા અને વિગતો તપાસી એને સંતોષ થયે તેનો સ્વીકાર કરશે.

(૧૨) જો ઇનકમટેક્ષ ઓફિસરને એમ જણાય કે ઉપર દર્શાવેલા ચોપડા પુરાવા અને વિગતો બરાબર નથી અથવા ખરી નથી અને તેનાં આધારે તમારો ખરો નફો યા નુકસાન નીકળી શકે તેમ નથી તો તે તમારા ચોપડા, પુરાવા અને વિગતોનો અસ્વીકાર કરી તમે જણાવેલી તમારી આવક તથા નુકસાનની અવગણના કરી તે પોતે પોતાની મુન્સફી પ્રમાણેની રીત મુજબ તમારો નફો યા નુકસાન નક્કી કરશે. અને એના ઉપર આકારણી કરશે.

(૧૩) જો તમને એમ જણાય કે ઇનકમટેક્ષ ઓફિસરે આ રીતનો અભિપ્રાય બાંધવામાં ભૂલ કરી છે અને તેમની એ રીતની આવક તથા નુકસાન કાઢવાની રીત ન્યાયી નથી અથવા તેઓની સાથે આકારણી નક્કી કરતી વખતે કોઇ મુદ્દા ઉપર મતભેદ પડે તો તેના ઉપર તમે એપેલેટ એસિસ્ટંટ કમિશનર પાસે અરજી કરી શકશો.

(૧૪) આવી અરજી ઇનકમટેક્ષ ઓફિસરે કરેલી આકારણીની નોટિસ મળ્યાની તારીખથી ૩૦ દિવસની અંદર કરવી.

(૧૫) તેમજ આવી અરજી મુકરર કરેલા ફોર્મમાં કરવી.

(૧૬) અરજી કર્યા પછી એપેલેટ એસિસ્ટંટ કમિશનર તમને ચોકકસ તારીખે બોલાવશે જે વખતે તમારે હાજર રહી તમારા મુદ્દા રજૂ કરવા.

(૧૭) એપેલેટ એસિસ્ટંટ કમિશનર બધી વિગતો તપાસી એમને એમ જણાશે કે તમારા મુદ્દા—વાંધાઓ બરાબર છે તો તે મુજબ તે ઇનકમટેક્ષ ઓફિસરને તમારી આકારણીમાં સુધારો કરવા ફરમાવશે.

(૧૮) જો એમને એમ જણાશે કે તમારા વાંધાઓ બરાબર નથી તો તમારી અરજી કાઢી નાંખશે.

(૧૯) એપેલેટ એસિસ્ટંટ કમિશનરના આ ચુકાદામાંથી નીકળતા કાયદાના પ્રશ્નો ઉપર તમે વડી અદાલતમાં કમિશનર ઓફ ઇન્કમટેક્ષદ્વારા અરજી કરી શકશો.

(૨૦) આવી અરજી એપેલેટ એસિસ્ટંટ કમિશનરનો લેખિત ચુકાદો મળ્યાની તારીખથી ૬૦ દિવસની અંદર કરવી અને સાથે રૂ. ૧૦૦ ફી તરીકે મોકલવા.

(૨૧) આવી અરજી કર્યા પહેલાં તમે કમિશનર ઓફ ઇનકમટેક્ષને રિવિઝન પિટીશન કરી શકશો.

(૨૨) હાઈકોર્ટ કાયદાના પ્રશ્ન ઉપર પોતાનો ચુકાદો આપશે જે બન્નેને ઇનકમટેક્ષ કમિશ્નરને તેમજ તમને બંધનકર્તા થશે.

(૨૩) વડી અદાલતના ચુકાદા ઉપર પ્રિવી કાઉન્સીલમાં અરજી થઇ શકશે.

(૨૪) એપલેટ ટ્રિબ્યુનલની સ્થાપના થયા પછી રિવિઝનની પ્રથા દુર થશે—એટલે એપેલેટ એસિસ્ટંટ કમિશ્નરના ચુકાદાની વચ્ચે કમિશ્નર આવી શકશે નહિ. અને આ ચુકાદા ઉપર સીધી એપેલેટ ટ્રિબ્યુનલને અરજી થઇ શકશે.

(૨૫) એપેલેટ ટ્રિબ્યુનલનાં ચુકાદા ઉપર કાયદાનાં પ્રશ્નો ઉપર વડી અદાલતમાં જઈ શકાશે.

## કર ભરનારાઓની ફરજો:-

હવે દરેક કર ભરનારે ધ્યાનમાં રાખવા જેવી તેમની ફરજો વિષે બોલીશ:—

(૧) દરેક લિમિટેડ કંપની—ખાનગી તથા પબ્લિક—નાં મુખ્ય અધિકારી, સેક્રેટરી, ડાયરેકટર અથવા મેનેજિંગ એજન્ટોએ ઇનકમટેક્ષ ઓફિસમાં નીચેની વિગતો પુરી પાડવી :—

(અ) દરેક વર્ષની જુનની પંદરમી પહેલાં, ઠરાવેલા ફોર્મમાં દરેક શેર હોલ્ડર કે જેમને આગલા વર્ષમાં રૂ. ૧૦૦૦ અથવા વધારે ડિવિડન્ડ તરીકે આપવામાં આવ્યા હોય, તેમના નામ સરનામા તથા આપેલી રકમ.

(બ) દરેક શેરહોલ્ડરોને ડિવિડન્ડ વહેંચતી વખતે એ મતલબનું સર્ટિફીકેટ આપવું કે એ ડિવિડન્ડ ઉપર કંપનીએ આવકવેરો ભર્યો છે અથવા ભરશે.

(ક) દરેક વરસની જુન મહિનાની પંદરમી તારીખ પહેલાં આગલા વર્ષમાં જે જે માણસોને એકંદર રૂ. ૪૦૦ અથવા વધારે વ્યાજ આપ્યું હોય, તેમનાં નામ તથા ઠેકાણા અને તેમને આપેલી રકમ, ઠરાવેલી રીતે લખી મોકલવી.

આ કલમ કંપનીઓના મુખ્ય અધિકારી ઉપરાંત દરેક જવાબદાર વ્યક્તિને લાગુ પડે છે.

(૨) દરેક વર્ષની ૩૦ મી એપ્રીલ પહેલાં ઠરાવેલાં ફોર્મમાં નીચેની વિગતો મોકલવી:—

(અ) વાર્ષિક રૂ. ૨૦૦૦ અથવા તેથી વધારે જેને પગાર આપવાનો થતો હોય અથવા આપ્યો હોય, તેવા નોકરોના નામ તથા સરનામા.

(બ) આપવાની થતી અને આપેલી રકમની વિગતો તારીખ સાથે.

(ક) અને આવી રકમો ઉપર કાપી લીધેલો આવકવેરો અને સુપરટેક્ષ.

ઉપરની વિગતો વખતસર નહિં મોકલેથી, આવી કસુર જેટલા દિવસ ચાલુ રહે ત્યાં સુધી દરરોજનાં રૂ. ૧૦ સુધી દંડ કરવામાં આવશે.

અને આ બાબતોમાં ખોટી વિગતો મોકલેથી મેજીસ્ટ્રેટની કોર્ટમાં કેસ ચલાવી ૬ મહિના સુધીની સજા અથવા રૂ. ૧૦૦૦ સુધી દંડ અથવા બન્ને કરવામાં આવશે.

આવી વિગતો માટે મુકરર કરેલા ફોર્મ ઇનકમટેક્ષ ઓફિસમાંથી મેળવી શકાશે.

વધારામાં દરેક માલિકે પોતાના નોકરને આપવાની થતી પગારની રકમ-માંથી જો તે નોકરની કુલ આવક કરને પાત્ર બનતી હોય તો, તે કુલ આવકને લાગુ પડતા દરોના સરેરાસ દરે આવકવેરો તથા સુપરટેક્ષ કાપી લેવો.

જો આ પગાર બ્રિટિશ હિન્દ બહાર રહેતી કોઇ વ્યક્તિને આપવામાં આવ્યો હોય તો તે પગારની રકમ ઉપર વધુમાં વધુ દરે આવક વેરો અને તેની કુલ આવક ઉપર લાગુ પડતાં દર પ્રમાણે સુપરટેક્ષ કાપી લેવો.

બ્રિટિશ હિન્દમાં વતની ન હોય તેવા માણસને કોઇ પણ વ્યાજ (જામીન-ગીરીઓ ઉપરનાં સિવાય) અથવા આ કાયદાની કલમો પ્રમાણે આવક વેરાને

પાત્ર બનતી કોઇ પણ બીજી રકમ, જેમકે ભાડું, કમિશન, વેપાર અર્થે થએલો નફો, રોએલ્ટી, દલાલી વગેરે વગેરે આપતી વખતે વધુમાં વધુ દરે આવક વેરો કાપી લેવો અને ઇનકમટેક્ષ ઓફિસર લેખિત હુકમ આપે તો સુપરટેક્ષ પણ કાપી લેવો. જો આવી આપવાની રકમ જો સુપરટેક્ષને પાત્ર બનતી હોય તો ઇનકમટેક્ષ ઓફિસરનો લેખિત હુકમ ન મળે તો પણ સુપરટેક્ષ કાપી લેવો. પણ જો આ જવાબદાર વ્યકિત આવા બ્રિટિશ હિન્દમાં વતની ન હોય તેવા માણસના એજન્ટ તરીકે લેખાતી હોય તો આવો કર કાપવાની જરૂર રહેતી નથી. આવી કાપી લીધેલી કરની રકમો મુકરર કરેલા સમયમાં ઇનકમટેક્ષ ઓફિસમાં જમા કરાવવી.

**મ્હારી ભલામણો:-**

આ ઉપરાંત વધારાની મારી ભલામણો એ છે કે:-

(૧) દરેક જણે વખતસર ફોર્મ ભરવું.

(૨) ચોપડા બતાવવાની નોટિસ અને ઇનકમટેક્ષ ઓફિસમાંથી આવેલી દરેક નોટિસનો યોગ્ય અને વખતસર જવાબ આપવો.

(૩) જો વખત ટૂંકો હોય તો વખતસર વખત લંબાવવા માટે અરજ કરવી.

(૪) ટૂંકમાં ઇનકમટેક્ષ ઓફિસના કોઇ પણ ગુનહામાં આવવું નહિ.

(૫) દરેક જણે હવેથી પોતાના વધારેમાં વધારે ૧૧ વરસ સુધી અને ઓછામાં ઓછા સાત વરસ સુધીના ચોપડાઓ સંઘરી રાખવા જેથી જરૂર પડયે રજુ કરી શકાય.

(૬) જો કે કાયદો ફરજિયાત ચોપડા રાખવા ફરમાવતો નથી છતાં એની કલમો આડકતરી રીતે તેમ કરવા ફરજ પાડે છે. માટે દરેક જણે નાના અથવા મોટા ધંધાના પ્રમાણમાં ચોપડા રાખવા.

(૭) જે પ્રમાણે ભાગીદારીખતમાં દરેક ભાગીદારોના ભાગો નક્કી કર્યા હોય તે પ્રમાણે જ ચોપડામાં નફા નુકસાનના ભાગના જમા ઉધારના હવાલા નાખવા.

(૮) દરેક શકમંદ લ્હેણાં અથવા કળખાદનાં હવાલા મજરે લેવાના વર્ષમાં નાંખવા. તેવીજ રીતે ઘસારાનો હવાલો પણ ચોપડામાં નાખવો.

(૯) ઇનકમટેક્ષ ઓફિસમાંથી પૈસા ભરવાની નોટિસ મળ્યે તેમાં જણાવેલી મુદતમાં પૈસા ભરવા, નહિ તો દંડ આપવો પડશે.

(૧૦) જો આકારણીમાં કાંઇ વાંધો હોય, અને તેને માટે એપેલેટ એસિસ્ટંટ કમિસ્નરને અરજી કરી હોય તો પણ નોટિસમાં જણાવેલી મુદત પુરી થયે, અરજીના ચુકાદાની રાહ જોયા વગર પૈસા ભરી દેવા.

મને આશા છે અને મારો એવો અભિપ્રાય છે કે ઉપર દર્શાવેલી કેટલીક ભલામણો—સુચનાઓનો અમલ કરેથી કાયદો દેખીતી રીતે જે અટપટો—અઘરો અને કડક લાગે છે તે સાદો, સીધો અને સરળ બનશે અને તેને માટે પછી ફરિયાદ કરવાનું રહેશે નહિ.

**ઇન્કમટેક્ષનો વહીવટ કરનારાઓને બે શબ્દો:-**

અંતમાં કર ભરનાર તરફથી બે શબ્દો ઇનકમટેક્ષ ડિપાર્ટમેન્ટના વહીવટ કરનારાઓને પણ કહીશ.

આવકવેરાનો કાયદો એવો છે કે એનો વહીવટ કરતી વખતે—અને ખાસ કરીને વહીવટ સારી રીતે કરવા—કર ભરનારના સાથની જરૂર રહે છે. અલબત તેમાં વહીવટ કરનારાઓને અમુક સત્તાઓ આપવાની જરૂર પડે છે. એ પ્રમાણે આ કાયદામાં તેમને જરૂરીઆત કરતાં પણ વધારે સત્તાઓ આપવામાં આવી છે. પણ તે એ આશયથી કે એ સત્તાઓનો સમાવેશ કરવાથી કર ભરનાર હંમેશ ઓફિસરની નોટિસો વિગેરેનું પાલન કરે. એ સત્તા ફક્ત દેખાડવા જ પૂરતી આપવામાં આવી છે અને નહી કે તેનો હરઘડીએ ઉપયોગ કરવા માટે. એટલે કર ભરનારનો સાથ મેળવવા, પહેલાં તો એમને જોઇતી દરેક સગવડો વહીવટ કરનારાઓએ કરી આપવી જોઇએ. અને કર ભરનારાઓની દરેક અગવડોનો ખ્યાલ કરી તેમને જેમ બને તેમ ઓછી તકલીફ પડે તેમ કરવું.

મને આશા છે કે ઇનકમટેક્ષ ખાતાના વહીવટ કરનારના આ રીતના સહાનુભુભતિર્યા વર્તાવથી કર ભરનારાઓને જરૂર સંતોષ થશે, અને તેમનાં તરફથી દરેક જાતનો સહકાર મેળવી શકાશે.



(પાના ૨૩ માં જણાવેલ ફોર્મ ભરવા માટેની અરજીનો નમુનો)

**Bombay, 19**

**To,**

**The Income Tax Officer,**

**" " Ward, Section**

**BOMBAY.**

Sir,

Re: Assessment for the year 19 -19 .

And

Re:

---

With reference to your General Notice, in pursuance of Sub-section (1) of Section 22 of the Indian Income Tax Act, 1922, I/We have to request you to please furnish me/us with a prescribed form referred to therein to enable me/us to submit to your office a return of my/our total income and total world income during the year ended, Aso Vad 30th S.Y. 199 .

31st December 19 .

31st March 19 .

Thanking you in anticipation,

I/We have the honour to be,

Sir,

# નવો ઇન્કમટેક્ષનો કાયદો

—:o:—

## નવા કાયદામાં થયેલા ફેરફારો વિષેની સમજણ

—:o:—

ઈન્કમટેક્ષનો સુધારાનો ૧૯૩૯નો કાયદો હિન્દુસ્તાનની વડી ધારાસભાએ અને કાઉન્સીલ ઓફ સ્ટેટે પસાર કર્યો છે. જેને ના૦ ગવર્નર જનરલે તા૦ ૧૭મી ફેબ્રુઆરી ૧૯૩૯ ના રોજ સંમતી આપી છે. આ કાયદો તા૦ ૧-૪-૩૯ થી અમલમાં આવેલ છે. આ સુધારાઓને અંગે એના આખા કાયદામાં ઘણા મોટા ફેરફારો કરવામાં આવ્યા છે અને તેમાંના મુખ્ય ફેરફારોને લગતો, આમાં, સામાન્ય જનતા સરળ રીતે સમજી શકે તેવી રીતે ઉલ્લેખ કરવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે.

**ફોર્મ ભરવા વિષે:-**

આ બાબતમાં અત્યાર સુધી એવી પ્રથા હતી કે જેને ઇન્કમટેક્ષ આપવાનો આવતો હોય અથવા જેની આવક ઉપર ઇન્કમટેક્ષ લાગુ પડતો હોય તેવી દરેક વ્યકિતઓને યા પેઢી વીગેરેને શોધવાનું કામ ઇન્કમટેક્ષ ખાતાનું હતું. એ ખાતાનાં આ કામ માટે ખાસ માણસો રોકાતા અને આવી વ્યકિતઓ, પેઢીઓ વીગેરે કે જેની આવક ઉપર કર લાગુ પાડી શકાતો હોય એમને શોધી કાઢી તેમનાં ઉપર "ફોર્મ" કહાડતા. આવી રીતે ફોર્મ કાઢવાની ફરજ ઇન્કમટેક્ષ ખાતાનીજ હતી અને એ ખાતું જ્યાં સુધી કોઇ વ્યકિત પેઢી વીગેરેને કે જેને ટેક્ષ લાગુ પડતો હોય તેને શોધી ન કાઢે અને તેના ઉપર ફોર્મ ન મોકલાવે ત્યાં સુધી એ વ્યકિત પેઢી વીગેરેને ગમે તેટલી મોટી આવક હોય તો પણ તેને જવાબદાર ગણવામાં આવતી નહિ, અને દરેક જણને એ વિચાર કરવો પડતો નહિ કે હું ટેક્ષ આપવાને જવાબદાર છું કે નહિ. હવે તો દરેક જણે પોતાની જોખમદારી સમજી લેવી જોઇએ અને ઇન્કમટેક્ષ લાગુ પડે તેવી આવક થાય એટલે ફોર્મ મોકલી આપવું.

નવા સુધારાથી જેને પોતાની આવક ઉપર ઇન્કમટેક્ષ ભરવાનો થતો હોય તે દરેકને તે જ્યાં હોય તે જગ્યા માટે નિમણુક કરાયલા ઇન્કમટેક્ષ ઓફિસરની જાહેર નોટિસ, કે જે દરેક વર્ષમાં મે માસની તા૦ ૧લી પહેલાં કાઢવામાં આવશે તે નીકળેથી ૬૦ દિવસની અંદર પોતાની જાતે પોતાની આવકનું પત્રક ઇન્કમટેક્ષના કાયદામાં ઠરાવેલા ફોર્મમાં અને તેમાં દર્શાવ્યા પ્રમાણે ભરી મોકલવું જોઇએ.

આ નોટિસ જાહેર છાપાઓમાં આપવાની ગોઠવણ કરવામાં આવશે. તથા દરેક પોસ્ટઓફિસ વીગેરે જાહેર જગ્યાએ ચોંટાડવામાં આવશે. આને અંગે ભરવાનું ફોર્મ ઇન્કમટેક્ષ ઓફિસમાં અરજી કરવાથી મફત મેળવી શકાશે. આવી રીતે ફોર્મ ભરવાની જવાબદારી હોઇને, નહિ ભરનાર તેની આવક ઉપર થતા કરની દોઢી રકમ જેટલી રકમ સુધીના દંડને પાત્ર પણ બનશે.

જે ઈન્કમટેક્ષ આપનારની આવક રૂપીઆ ૩૫૦૦ અથવા તેથી ઓછી હોય તેને આવી રીતે પોતે ફોર્મ ભરી નહિ મોકલવાના ગુન્હાના દંડમાંથી મુકત કરવામાં આવ્યા છે.

**ફોર્મઃ-**

આ ફોર્મ નીચે જણાવેલા ભાગોમાં વ્હેંચી નાખવામાં આવ્યું છે.

**ભાગ ૧.**

સેકશન એઃ બ્રિટિશ ઇન્ડીઆમાં કોઈ પણ આવક મળી હોય તેની વિગત તેમાં જણાવેલા નીચેના પાંચ ભાગોમાં જણાવવી. ૧ પગાર, ૨ સીક્યુરીટીઝના વ્યાજ, ૩ પ્રોપર્ટી-"મિલકત"-ની આવક, ૪ ધંધાની આવક, ૫ બીજી આવક.

સેકશન બીઃ સેકશન 'એ'માં નહિ દર્શાવેલી બ્રિટિશ હિંદ બહારની કમાણી કે જે પાછલા વરસમાં બ્રિટિશ હિંદમાં લાવવામાં આવી હોય તે.

સેકશન સીઃ જે આવક બ્રિટિશ હિંદ બહાર થઈ હોય અને જેને સેકશન "એ" અને "બી"માં ન બતાવી હોય તે.

**ભાગ ૨:**

જે આવક કુલ આવકમાં ભેળવી હોય કે જેના ઉપર કર લાગુ પડતો ન હોય.

**ભાગ ૩:**

ધંધા અંગેની માહિતી-ભાગીદારી અંગેની માહિતી વીગેરે.

**ભાગ ૪:**

ધંધાની આવકમાંથી બાદ નહિ મળે તેવી રકમોની વિગતો.

**ભાગ ૫:**

ઘસારા અંગેનું "શેડયુલ"

**ભાગ ૬:**

પ્રોપર્ટીની આવક અંગેની વિગતો.

આ ફોર્મની સાથે દરેક જણે પોતાની વ્યાપારી પદ્ધતિથી નામું રાખતા હોય તો તેમના ચોપડામાંથી નફાનુકસાનનું સ્ટેટમેન્ટ તથા સરવૈયું અને બીજી કોઇ પદ્ધતિથી હોય તો તેમાંથી આવકજાવક નીકળી શકે તેવું સ્ટેટમેન્ટ અને સરવૈયું ફરજીઆત મોકલવું પડશે. એ પણ ધ્યાનમાં રહે કે જો તે ધંધો કરનાર હોય તો તેણે પોતાના ધંધાની મુખ્ય પેઢી અને શાખાઓ, ભાગીદારો હોય તો, તેઓનાં નામો અને ઠેકાણાંઓ અને પોતાના અને ભાગીદારોના ભાગ વગેરે ફોર્મમાં બરાબર જણાવવા જોઇએ.

## બ્રિટિશ હિંદની બહારની આવક:-

અત્યાર સુધી બ્રિટિશ હિન્દની બહાર થએલી આવકમાંથી જેટલી રકમ બ્રિટિશ હિન્દમાં લાવવામાં આવતી તેટલી જ રકમ ઉપર કર લેવામાં આવતો હતો-નહિ કે જેટલું બહાર કમાયા હોય તેની ઉપર, અને તેને "Remittance Basis" કહેવામાં આવતું હતું.

હવેથી બ્રિટિશ હિન્દમાં વસવાટ કરનારાની આખીએ રકમ, પછી તે ગમે ત્યાં કમાએલી હોય અને બ્રિટિશ હિન્દમાં લાવવામાં આવેલી હોય કે નહિ તે બધી જ આવકને આવક તરીકે ગણવામાં આવશે અને તેના ઉપર કર લેવામાં આવશે. આ પદ્ધતિને "Accrual Basis" કહેવામાં આવે છે. આવી બ્રિટિશ હિન્દ બહારની આવક માટે કર ભરનારાઓના ત્રણ વિભાગ પાડવામાં આવ્યા છે:

૧. બ્રિટિશ હિન્દમાં વસવાટ કરનારાઓ.

૨. બ્રિટિશ હિન્દમાં "સાધારણ રીતે" વસવાટ નહિ કરનારાઓ.

૩. બ્રિટિશ હિન્દમાં વસવાટ નહિ કરનારાઓ.

અ. વ્યક્તિ:—

કોઇ પણ વ્યક્તિ નીચે મુજબની ત્રણ રીતે હિન્દમાં કોઇ પણ વર્ષમાં વસવાટ કરનાર તરીકે ગણાશે.

૧. બ્રિટિશ હિન્દમાં તે વર્ષમાં કુલ્લે ૧૮૨ દિવસો અથવા વિશેષ રહ્યો હોય તો અથવા

૨. જો બ્રિટિશ હિન્દમાં તેણે તે વર્ષમાં કુલ્લે ૧૮૨ દિવસ અથવા તેથી વિશેષ સમય માટે રહેવા માટે ઘર રાખ્યું હોય અથવા રખાવ્યું હોય અને કોઇ પણ વખતે તે વર્ષમાં તે રહેવા આવે તો અથવા

૩. આવા વર્ષની આગળના ચાર વર્ષમાં કુલ્લે ૩૬૫ દિવસ અથવા તેથી વિશેષ સમય માટે બ્રિટિશ હિન્દમાં રહ્યો હોય અને તે વર્ષમાં અમસ્થી અથવા પ્રસંગોપાત મુલાકાત સિવાય કોઇ પણ વખત માટે આવ્યો હોય તો.

બ્રિટિશ હિન્દમાં કોઇ પણ વર્ષમાં "સાધારણ રીતે" વસવાટ નહિ કરનાર તરીકે વ્યક્તિઓ નીચે મુજબ ગણાશે.

૧. જે વ્યક્તિએ તે વર્ષ પહેલાના દસ વર્ષમાં નવ વર્ષ સુધી બ્રિટિશ હિન્દમાં વસવાટ કર્યો ન હોય તે અને

૨. જે વ્યક્તિ તે વર્ષ પહેલાના સાત વર્ષમાં કુલ્લે બે વર્ષ અથવા તેથી વધારે વખત માટે બ્રિટિશ હિન્દમાં ન હોય તે

બ:—અવિભક્ત હિન્દુ કુટુંબ, ભાગીદારી પેઢી તથા બીજી વ્યક્તિઓનાં મંડળો:—

અવિભકત હિન્દુ કુટુંબ, ભાગીદારી પેઢી તથા બીજી વ્યકિતઓનાં મંડળ "Association of Individuals" જો તેમનાં વહીવટ યા ધંધાનો અંકુશ અને સંચાલન બ્રિટિશ હિન્દમાં થતો હોય તો તેમને બ્રિટિશ હિન્દમાં વસવાટ કરનારા તરીકે ગણવામાં આવશે, એટલે કે જો કોઇને એમ દેખાડવું હોય કે બ્રિટિશ હિન્દ–વસવાટી અમે નથી તો તેઓએ એમ બતાવવું જોઇએ કે તેમના વહીવટ યા ધંધાનો આખો અંકુશ અને સંચાલન બ્રિટિશ–હિન્દની બહાર ચાલે છે. એક હિન્દુ અવિભકત કુટુંબનો કર્તા જો સાધારણ રીતે બ્રિટિશ હિન્દમાં વસવાટ કરતો ગણાય તો તે કુટુંબ પણ સાધારણ રીતે વસવાટ કરતું ગણાશે

જો એક પેઢી યા બીજી વ્યકિતઓના મંડળ બ્રિટિશ હિન્દમાં વસવાટ કરનારા તરીકે ગણાય તો તેઓ બ્રિટિશ–હિન્દમાં સાધારણ રીતે વસવાટ કરનારા તરીકે ગણાશે.

ક. કંપની:—

કંપની માટે તે ગમે ત્યાં નોંધાયેલી હોય, તો પણ જો તેનો આખો અંકુશ અને સંચાલન બ્રિટિશ હિન્દમાંથી થતું હોય તો, અથવા જો તેની આખીએ દુનીઆની આવકનો અડધો અડધથી વધારે નફો બ્રિટિશ હિન્દમાંથી થયો હોય તો તેને બ્રિટિશ હિન્દમાં વસવાટ કરનાર કંપની તરીકે ગણવામાં આવશે. બ્રિટિશ હિન્દમાં વસવાટ કરતી ગણાયેલ કંપની સાધારણ રીતે વસવાટ કરનાર કું. તરીક ગણાશે.

હિન્દમાં વસવાટ કરનાર વ્યકિત પાસેથી એની આખીએ દુનીઆની આવક ઉપર કર લેવામાં આવશે. જ્યારે હિન્દમાં "સાધારણ રીતે" વસવાટ નહિ કરનાર વ્યકિત પાસેથી બ્રિટિશ હિન્દમાં થએલી આવક અને બ્રિટિશ હિન્દની બહાર ચાલતા ધંધાની આવક, જો તે ધંધાનો અંકુશ બ્રિટિશ હિન્દમાં હોય તો, તથા બ્રિટિશ હિન્દ બહાર થએલી આવકમાંથી જેટલી બ્રિટિશ હિન્દમાં લાવવામાં આવેલી હોય તેટલી રકમ ઉપર કર લેવામાં આવશે. બ્રિટિશ હિન્દમાં વસવાટ નહિ કરનારાઓને ફકત બ્રિટિશ હિન્દમાં થએલ આવક ઉપર જ કર આપવો પડશે.

જો કોઇ પણ વ્યકિતને બ્રિટિશ હિન્દમાં વસવાટ કરનાર વ્યકિત તરીકે ગણવામાં આવી હોય, અને તેનો બ્રિટિશ હિન્દ બહારનો વેપાર જે દેશમાં હોય તે દેશમાં કમાએલ નફાને તે દેશની બહાર લઇ જવાની બંધીનો કાયદો હોય તો તે નફા ઉપર એ કાયદો રદ કરવામાં ન આવે અને તે રકમ લાવવાની પરવાનગી ન મળે ત્યાં સુધી કર લેવામાં આવશે નહિ. જે દેશમાં અમુક ભાગ લઇ જવાની છુટ હોય તો તેટલી જ રકમ ઉપર કર લેવામાં આવશે અને બાકીનાં ભાગ ઉપર પ્રતિબંધ દુર થએથી કર લેવામાં આવશે.

જે દેશમાં "Double Taxation Relief" પધ્ધતિ ન હોય એટલે કે જે દેશમાં આવક ઉપર બમણા કરમાંથી રાહતની પદ્ધતિ ન હોય તે દેશની આવક ઉપર ફકત અડધો જ કર લેવામાં આવશે અને વધારામાં આવી દરેક બ્રિટિશ હિન્દ બહારની આવકમાંથી પહેલાં રૂા. ૪૫,૦૦ ઉપર કર લેવામાં આવશે નહિ. જો તે રૂપિયા બ્રિટિશ હિન્દમાં લાવવામાં આવ્યા નહિ હોય તો (એટલે

કે બ્રિટિશ હિન્દ બહારની આવક રૂા. ૪૫૦૦ અથવા એથી ઓછી હોય તો તે રકમ અથવા વધારે હોય તો રૂા. ૪૫૦૦) પણ જો તે આખીએ રકમ બ્રિટિશ હિન્દમાં લાવવામાં આવી હોય તો તે બધી જ રકમ ઉપર કર લેવામાં આવશે. પરન્તુ બ્રિટિશ હિન્દની બહાર જે રકમ કમાયા હોય તે અને જે બ્રિટિશ હિન્દની અંદર લાવવામાં આવી હેય તે વચ્ચેના તફાવતના પહેલા રૂા. ૪૫૦૦ સુધીની રકમ ઉપર કર લેવામાં આવશે નહિ—આનો હેતુ નાના વેપારીઓને રાહત આપવાનો છે.

**અપીલ:–**

અત્યાર સુધી ઇન્કમટેક્ષ ઓફિસરનાં ચુકાદાઓ સામે "એસિસ્ટન્ટ કમિશનર"–ની પાસે અરજી થતી હતી અને તે જ એસિસ્ટન્ટ કમિશનર ઇન્કમટેક્ષ ઓફિસરો ઉપર અને બીજા ઇન્કમટેક્ષ ઓફિસના માણસોના કામો ઉપર દેખરેખ રાખતા હતા. આવા એસિસ્ટન્ટ કમિશનર, કમિશ્નર ઓફ ઇન્કમટેક્ષના હાથ નીચે ગણાતા હતા. નવા કાયદામાં એસિસ્ટન્ટ કમિશનરોની બે ભાગમાં વહેંચણી કરી નાખવામાં આવી છે.

૧. ઇનસ્પેકટિંગ એસિસ્ટંટ કમિશનરો.

૨. એપેલેટ એસિસ્ટંટ કમિશનરો.

ઇનસ્પેકટિંગ એસિસ્ટંટ કમિશનરો ઇન્કમટેક્ષ ઓફિસરો વીગેરેનાં કામો ઉપર દેખરેખ રાખશે અને કમિશનર ઓફ ઇન્કમટેક્ષના તાબામાં ગણાશે. જ્યારે એપેલેટ એસિસ્ટંટ કમિશનરો સેન્ટ્રલ બોર્ડ ઓફ રેવન્યુ તરફથી નીમાશે અને તે કમિશનર ઓફ ઇન્કમટેક્ષના તાબામાં નહિ પણ બોર્ડના જ સીધા તાબામાં ગણાશે. બોર્ડ પણ એમની અપીલની બાબતમાં ચુકાદાઓમાં દખલગીરી કરી શકશે નહિ.

**ટ્રિબ્યુનલ:–**

નવા કાયદા પ્રમાણે એપેલેટ એસિસ્ટંટ કમિશનરના ચુકાદા ઉપરની અપીલ સાંભળવા એક ખાસ ટ્રિબ્યુનલ નીમવામાં આવશે. જેમાં દશ સુધી સભ્યો હશે તેમાંના પાંચ જ્યુડીશીઅલ કાયદાના જ્ઞાનવાળા એટલે કે જેઓની ડિસ્ટ્રીકટ જજ થવાની લાયકાત હોય તેવા યા ડિસ્ટ્રીકટ જજની સત્તા ભોગવી હોય તેવા અને પાંચ એકાઉન્ટન્ટો (રજીસ્ટર્ડ એકાઉન્ટન્ટો અથવા બીજા કોઇ એવા અનુભવી) નીમાશે. કાયદાના જ્ઞાનવાળા સભ્ય ટ્રિબ્યુનલના પ્રમુખ થશે. બે અથવા વધારે સભ્યોની "બેન્ચો"–કે જેમાં અડધા જ્યુડીશીઅલ અને અડધા એકાઉન્ટન્ટો હશે–બેસી તે એપેલેટ એસિસ્ટંટ કમિશનરના ચુકાદાઓ ઉપરની અપીલોના ચુકાદા આપશે, અને તે ઇનકમટેક્ષ ડિપાર્ટમેન્ટ તથા કર ભરનાર બન્નેને બંધનકર્તા ગણાશે.

આ ચુકાદા ઉપર હાઇકોર્ટમાં કાયદાના પ્રશ્નોમાં જ અપીલ કરવાનો હક રહેશે પણ તે કમિશનર ઓફ ઇન્કમટેક્ષ મારફત નહિ પણ ટ્રિબ્યુનલ મારફત જ. ટ્રિબ્યુનલમાં કાયદાના પોઇન્ટો ઉપરાંત "Questions of facts" એટલે કે કાયદા સિવાયના બીજા બધા પ્રશ્નો પણ સાંભળવામાં આવશે. આ ટ્રિબ્યુનલનું કામકાજ ૧-૪-૧૯૪૧ સુધીમાં શરૂ થશે ત્યાં સુધી હાલની અપીલની અને રિવીઝનની પ્રથા ચાલુ રહેશે. અને ત્યાર બાદ કમિશનરની આગળ અપીલ અને રિવિઝનની જે પ્રથા છે તે પણ નાબૂદ થયેલ ગણાશે. આ ઉપરાંત "Best Judgement" એટલે કે કર ભરનારે ઇન્કમટેક્ષ ઓફિસરનો હુકમ, નોટિસ વીગેરે ન પાળ્યા હોય અને કલમ ૨૩ (૪) અંગે ઓફિસરે આકારણી કરી હોય તો તેના ઉપર અપીલ કરવાનો હક્ક હવે મળ્યો છે.

**પગાર, વ્યાજ વગેરેઃ-**

કોઈ પણ માલિક પોતાના કોઇ પણ નોકરને પગારના અવેજમાં નાણું આપે તો રકમ તે નોકરને જ્યારે અવેજમાં મળી હોય તે જ વરસમાં એની આવક રૂપે ગણાશે.

દરેક માલિકે પોતાના કોઇ પણ નોકરને કે જે હિન્દુસ્તાન બહારનો રહીશ હોય તેને તે પગારની રકમ આપતા પહેલાં તે પગારમાંથી વધારેમાં વધારે દર પ્રમાણે ઇન્કમટેક્ષ તથા તેની કુલ અંદાજ કરેલી આવક ઉપર લાગતા દર પ્રમાણે "સુપરટેક્ષ" કાપીને બાકીની રકમ આપવી. જો આ પ્રમાણે કર કાપવો રહી જાય તો તે પોતે તે કર માટે જવાબદાર ગણાશે. દરેક માલિકે દર મહિને પોતે પોતાને ત્યાં રોકેલા માણસો કે જેની કુલ આવક ઉપર ટેક્ષ લાગુ પડી શકતો હોય, તેનું એક લિસ્ટ અને તેને લગતી મુકરર કરેલી વિગતો ઇન્કમટેક્ષ ઓફિસમાં મોકલવી પડશે તથા તેમના પગાર ઉપરનો કર તે માણસોની કુલ આવકને લાગુ પડતા દરે કાપી લઇ ઇનકમટેક્ષ ઓફિસમાં જમા કરાવવો પડશે.

જો કોઇ પણ શખ્સને પગાર તથા વ્યાજ બ્રિટિશ હિન્દની બહાર રહેતી વ્યક્તિને આપવાનું હોય તો તે રકમો ઉપર વધુમાં વધુ દરે કર કાપી લેવો. નહિ તો આવી રકમો પોતાની કુલ આવક નક્કી કરવામાંથી બાદ મળશે નહિ. ઇન્કમટેક્ષ ઓફિસરના માગ્યાથી દરેક બેન્ક તથા બીજી એવી બધી જ વ્યક્તિઓ જેમણે દર વરસે પોતે વ્યાજનાં નાણાં રૂ. ૪૦૦ અથવા તેથી વધારે જે જે વ્યકિતઓને આપ્યા હોય તે દરેકનાં નામ તથા સરનામા સાથેની એક યાદી ઇન્કમટેક્ષ ઓફિસને મોકલી આપવી પડશે. એ પણ ધ્યાનમાં રાખ-

વાનું કે મૂડી તરીકે કે બીજી કોઇ પણ રકમ કોઇ ભાગીદારે 'રજીસ્ટર્ડ નહિ એવી' પેઢીને આપી હોય તો તે રકમનું વ્યાજ તે પેઢીની આવકમાંથી બાદ આપવામાં આવશે નહિ.

**વ્યકિતઓનાં મંડળ:–**

**"એસોસીએશન ઓફ ઇન્ડીવીડયુઅલ્સ"**

હાઇકોર્ટના છેલ્લા ચુકાદાઓની રૂએ ભેગી માલિકીની મિલકતો (પ્રોપરટીઝ) ઉપરનો કર "વ્યકિતઓના મંડળ" તરીકે ગણી એ મિલકતોની કુલ આવકને લાગુ પડતા દરે લેવામાં આવતો હતો. દાખલા તરીકે ત્રણ ભાઇઓનો એક મિલકતમાં ૧/૩ ભાગ જુદો જુદો હોય તો ૧/૩ આવક ઉપર જુદો કર નહિ પરન્તુ આવી મિલકતની કુલ આવક ઉપર લેવામાં આવતો. પણ નવા કાયદાની રૂએ જો આવી મિલકતોના જુદા જુદા હક ધરાવનારાના ભાગો ચોકકસ રીતે નકકી થઇ શકે તેમ હોય તો તે દરેક ભાગ તે તે હક ધરાવનારાઓની બીજી આવક સાથે ઉમેરી તે ઉપર જુદા જુદા હક ધરાવનારાઓ પાસેથી જુદા જુદા કર લેવામાં આવશે.

**ઘસારો: ડેપ્રીસિએશન:–**

અત્યાર સુધી દરેક મકાન, મશીનરી, પ્લાન્ટ, ફરનીચર વીગેરે ઉપરનો ઘસારો તે દરેકની મૂળ કિંમત ઉપર ઠરાવેલા ટકા લેખે ગણી બાદ આપવામાં આવતો હતો. તેમજ જે વરસમાં તે ઘસારાની પૂરેપૂરી રકમ બાદ આપી શકાઇ ન હોય તો તે બાકી રહેલી રકમ બીજા વરસોમાં તે જ ધંધાની આવકમાંથી બાદ આપવામાં આવતી હતી. હવેથી ઘસારો મૂળ કિંમત ઉપર નહિ ગણતા પાછળનાં વરસોનો ઘસારો મૂળ કિંમતમાંથી બાદ કરી બાકીની રહેલી કિંમત (રીટન ડાઉન વેલ્યુ) ઉપર ઠરાવેલા દરે બાદ આપવામાં આવશે. આવી ઘસારાની રકમ ચોપડામાં જેટલી લખી વાળી હોય તેથી વધારે બાદ મળી શકશે નહિ. તેમજ આ ઘસારો એવા ધંધાના બીજા ખરચોમાંનો એક ગણાશે. તેને પહેલાની માફક ધંધામાં નુકસાનીને લીધે અચોકકસ મુદત સુધી દર વરસે ખેંચવા દેવામાં નહિ આવતા તે જ ધંધાની નુકસાનીમાં ઉમેરી ૭ વરસની મુદત સુધી આખીએ નુકસાની ખેંચવા દેવામાં આવશે. જે તે ૭ વરસની તે જ ધંધાના નફામાંથી બાદ આપવામાં આવશે.

જયારે બિલ્ડીંગ, મશીનરી વીગેરે તેમની મુકરર કરેલી જિંદગી પુરી થયે અથવા ન કામમાં આવે એવી સ્થિતિમાં આવેથી

જરિયાણ ('Scrap') તરીકે વેચવામાં આવે ત્યારે ચોપડામાં બાકી રહેલી કિંમત અને વેચતાં ઊપજેલી કિંમત વચ્ચેના વધારાઘટાડાના ફેરની રકમ તે વરસના નફા નુકસાન તરીકે ગણવામાં આવશે અને કુલ આવકમાં તેટલો વધારો અથવા ઘટાડો કરી બાકીની કુલ રકમ ઉપર કર લેવામાં આવશે. એટલું ધ્યાનમાં રાખવું કે જો ઘટાડો રહેતો હોય અને બાદ લેવો હોય તો ચોપડામાં રહેલી બાકીની રકમ લખી વાળવી જોઇએ.

## ધંધાની નુકસાની:-

નવા કાયદાની રૂએ ધંધામાં એક વરસમાં ગએલી નુકસાની તે પછીના ૭ વરસ સુધી ખેંચી શકાશે અને તે વરસોના નફામાંથી બાદ મળી શકશે. આમાં જે ધંધાની નુકસાની હોય તે જ ધંધાના નફામાંથી બાદ મળશે; બીજા ધંધાના નફામાંથી નહિ. ભાગીદારને નુકસાની ક્યારે બાદ મળે તે ભાગીદારીના પ્રકરણમાં વિશેષ સમજાવવામાં આવ્યું છે. આવી રીતની મળતી નુકસાની ૧૯૪૪ ના માર્ચ સુધીના આવતા ૭ વર્ષ માટે એક–બે–ત્રણ–ચાર–પાંચ–૭ એમ અનુક્રમે વસૂલ કરવાનો હક્ક રહેશે. એટલે કે ૧૯૩૯–૪૦ ના વરસની નુકસાની ૧૯૪૦–૪૧ વરસમાં જ મજરે મળશે અને ૧૯૪૦–૪૧ ની નુકસાની ૧૯૪૧–૪૨ અને ૧૯૪૨–૪૩ સુધી મળશે. તેવી રીતે ૧૯૪૧–૪૨ ની નુકસાની ત્રણ વરસ સુધી અને ત્યાર પછીનાં વર્ષની ચાર વરસ સુધી એમ ૧૯૪૪ નાં માર્ચ સુધી ચાલશે. પછીના દરેક વરસની ત્યાર પછીના ૭ વરસ સુધી મળશે.

## વસૂલ ન થઇ શકે તેવી ઉઘરાણી (બેડ ડેટસ):-

જેણે પોતાના ચોપડા વેપારી પદ્ધતિ (મરકન્ટાઇલ સિસ્ટમ) થી રાખ્યા હશે તેને જ દર વરસે કળખાદ તથા શકમંદ લ્હેણા માટે ઇન્કમટેક્ષ ઓફિસર અમુક રકમ નક્કી કરે તેટલી જ રકમ બાદ મળશે. પણ આવી રકમો કોઇ પણ સંજોગોમાં ચોપડામાં લખી વાળી હોય તેનાથી વધારે બાદ મળી શકશે નહિ. જો આવી લખી વાળેલી રકમો અને ઇન્કમટેક્ષ ઓફિસરે બાદ આપેલી રકમો ભવિષ્યમાં વસૂલ થાય તો તેને આવકમાં ગણવામાં આવશે અને તેના ઉપર તે જે વરસમાં વસૂલ થઇ હોય તે વરસમાં કર લેવામાં આવશે.

## મેનેજિંગ એજંટસ કમિશન:-

ઘણીવાર અમુક કંપનીમાં મેનેજિંગ એજન્ટસોને કંપનીને ચલાવવા જોઇતી રકમો માટે બીજી કોઇ વ્યકિતઓનો સાથ શોધવો પડે છે. આવા

સંજોગોમાં એમને એ રકમોનું વ્યાજ નહિ આપતાં કંપનીમાંથી પોતાને મળતા કમિશનમાંથી અમુક ભાગ એમને આપે છે. જ્યારે આ ભાગ એ વ્યક્તિ ઓને આપવામાં આવે છે ત્યારે તે ભાગને મેનેજિંગ એજન્ટસની આવકમાંથી બાદ આપવામાં આવતો નથી. અને તેમની આખીએ રકમ ઉપર કર લેવાય છે. નવા કાયદામાં આના માટે ખાસ સુધારો કરવામાં આવ્યો છે અને તેથી જો ઓફિસરને કેસને લગતી વિગતો ઉપરથી લાગે કે આ સાચી અને પ્રામાણિક રીતે ભાગ અપાયલો છે અને તે વ્યક્તિ એ ભાગની કાયદેસર હકદાર છે અને અધિકાર ધરાવે છે તો તે અપાયેલ રકમ મેનેજિંગ એજન્ટસની કુલ આવકમાંથી બાદ કરીને બાકીની રકમ ઉપર મેનેજિંગ એજન્ટસ પાસેથી કર લેવામાં આવશે.

## જિંદગીના વીમા:-

અત્યાર સુધી વીમાનાં પ્રીમિયમની રકમ કુલ આવકમાંથી વધારેમાં વધારે ૧/૬ સુધી બાદ મળે છે. હવે વધારેમાં વધારે વીમાના બાદ વ્યક્તિગત રીતે (ઇન્ડીવીડયુઅલી) ૧/૬ ભાગ મળે પરન્તુ જો તેટલો ભાગ રૂા. ૬૦૦૦ થી વિશેષ વધે તો રૂા. ૬૦૦૦ થી વિશેષ રકમ બાદ મળશે નહિ અને હિન્દુ અવિભક્ત કુટુંબ માટે રૂા. ૬૦૦૦ ને બદલે રૂા ૧૨૦૦૦ સુધી જ બાદ મળશે. અત્યાર સુધી કોઇ પત્નીને પોતાના પતિના ઉતારેલા વિમાની રકમ પોતાની આવકમાંથી બાદ મળતી ન હતી જે હવેથી મળશે.

## ટ્રસ્ટ:-

જો ટ્રસ્ટ 'રી-વોકેબલ' (Revocable Trust) હોય એટલે કે ટ્રસ્ટ કરનાર વ્યક્તિ પોતાની મુનસફીયે ટ્રસ્ટથી સોંપાએલ મૂડી અથવા આવક પોતે પાછી લઇ શકે અગર જે ટ્રસ્ટમાં ટ્રસ્ટ રદ કરવાની સત્તા આપેલ હોય, તે ટ્રસ્ટની અંદરથી થતી બધીએ આવક એટલે કે જેના લાભાર્થે ટ્રસ્ટ કર્યું હોય તેની પણ-ટ્રસ્ટ કરનાર વ્યક્તિની આવક ગણાશે અને તેની કુલ આવકમાં ઉમેરવામાં આવશે અને એના ઉપર એની પાસેથી કર લેવામાં આવશે. જ્યારે ટ્રસ્ટ છ વરસ અથવા એથી વધારે વખત સુધી અથવા આખી જિંદગી સુધી પોતાની મુનસફીએ ફેરવી શકાય તેમ ન હોય (ઇ-રીવોકેબલ ટ્રસ્ટસ) અને તેમાં સુપ્રત કરેલી મૂડી અથવા આવક પોતે તે મુદત સુધી લઇ શકતો ન હોય અથવા તો તેનો લાભ પણ તેને સીધી અથવા આડકતરી તેરી મળી શકે તેમ ન હોય તો જ આવા ટ્રસ્ટની આવક, જે મુદત સુધી ટ્રસ્ટ ફેરવી ન

શકાય તે મુદત સુધી ટ્રસ્ટની રૂએ જે વ્યકિતને અપાએલ હોય અથવા મળતી હોય તેની ગણાશે અને એની પાસેથી એનો કર લેવામાં આવશે.

## "રજીસ્ટર્ડ ફર્મ" (ભાગીદારી) અને "રજીસ્ટર્ડ નહિ" તેવી ફર્મ (ભાગીદારી):–

કોઈ પણ ભાગીદારોની ભાગીદારી અથવા ફર્મની આકારણી બે રીતે થઇ શકે છે ૧ "રજીસ્ટર્ડ" ફર્મ તરીકે અને ૨: "રજીસ્ટર્ડ નહિ" તેવી ફર્મ તરીકે.

પહેલી રીતની આકારણી કરવાથી ભાગીદારીની આવકને ભાગીદારોમાં વહેંચી ભાગીદારો પાસેથી કર વસૂલ કરવામાં આવે છે. જ્યારે બીજી રીતે આકારણી કરવાથી એ ફર્મને વ્યકિતગત રીતે (ઇન્ડીવીડયુઅલ) ગણી તેની કુલ આવક ઉપર જે દર લાગતો હોય તે દર લેખે કર લેવામાં આવે છે. આ રીતે ગણતાં રજીસ્ટર્ડ નહિ થયેલ ભાગીદારી (ફર્મ) ના ભાગીદારોને જો તેવી ભાગીદારીએ પોતાની કુલ આવક ઉપર કર આપ્યો હોય તો એમના ભાગે આવતી રકમ ઉપર ફરી કર આપવાનો આવતો નથી, પણ એમની કુલ આવક નકકી કરવા એ રકમને એમની આવકમાં ઉમેરવામાં આવે છે. અત્યાર સુધી રજીસ્ટર્ડ ફર્મમાં જ્યારે જ્યારે ભાગીદારોમાં ફેરફારી થતી હતી ત્યારે ત્યારે આકારણી કરતી વખતે જે ભાગીદારો તે વખતે હયાત હોય–ચાલુ હોય–તેમની પાસેથી જ તેઓના ભાગ મુજબ કર લેવામાં આવતો હતો. એટલે એ ભાગીદારે જે વરસમાં ભાગીદારી છોડી દીધી હોય તે વરસનો કર એની જગ્યાએ બીજા ભાગીદાર પાસેથી જ વસૂલ કરવામાં આવતો હતો. જો નવો ભાગીદાર ન આવે તો બાકી રહેલા ભાગીદારો ઉપર કર નખાતો. આટલું જ નહિ પણ છૂટા થનાર ભાગીદારને ભાગે જો તે વરસમાં નુકસાની આવતી હોય તો તે નુકસાની નવા ભાગીદારને પોતાની બીજી આવકમાંથી મજરે લેવાનો હક રહેતો હતો. નવો ભાગીદાર ન હોય તો બાકી રહેલા ભાગીદારોને તેનો લાભ મળતો.

નવા કાયદામાંથી આ પ્રથા કાઢી નાખવામાં આવી છે અને તેને બદલે જે જે વરસોમાં જે જે ભાગીદારો હોય અને જેને જેને જેટલો જેટલો નફો અગર નુકસાન ભાગે આવતા હોય તેમની પાસેથી જ તેટલા નફા ઉપર કર લેવાશે અને નુકસાની હોય તો બીજી આવકમાંથી મજરે આપવામાં આવશે. આને બરાબર સમજવા માટે એક દાખલો આપવામાં આવે છે:

એક પેઢીમાં "અ" "બ" અને "ક" ૧૯૯૪ માં ભાગીદારો હતા. આસો વદ અમાસ ૧૯૯૪માં "અ" ભાગીદાર છૂટો થાય છે અને તેને બદલે કારતક સુદ ૧ ૧૯૯૫થી "ડ" ને લેવામાં આવે છે. ૧૯૯૪ના વરસની આકારણી માટે ૧૯૩૯–૪૦ નું વર્ષ. જૂના કાયદા પ્રમાણે પેઢી રજીસ્ટર કરાવી હોય તો, "બ" "ક" અને "ડ" પાસેથી ૧૯૯૪ના નફા ઉપર "બ" "ક" અને "ડ" ના જે ભાગ હોય તે પ્રમાણે કર લેવાતો. નુકસાની હોય તો તેમને જ તેમની બીજી આવકમાંથી મજરે મળતી. જ્યારે હવે ૧૯૯૪ની આકારણી "અ" "બ" અને "ક" ઉપર જ થશે. નફો હશે તો તેમની પાસેથી કર લેવાશે. નુકસાની હશે તો તેમને તેમની બીજી આવકમાંથી મજરે મળશે. આમ કરવાનો હેતુ આકારણી વખતે નવી ભાગીદારી રજીસ્ટર કરવાના હકકનો જે લાભ લેવાતો તે બંધ કરવાનો છે.

ભાગીદારીમાંથી જો કોઇ ભાગીદાર બ્રિટિશ હિન્દ બહારનો વતની હોય તો તે ભાગીદારીનાં ભાગ ઉપરનો કર ભાગીદારી પાસેથી વસૂલ કરવામાં આવશે અને આ કર એની કુલ આવકને લગતા દરેથી લેવામાં આવશે.

નવા કાયદા પ્રમાણે ઇન્કમટેક્ષ ઓફિસરને જો એમ જણાય કે કોઇ પણ ફર્મ ઉપર રજીસ્ટર કર્યા વગર આકારણી કરવાથી અમુક ભાગીદારોને કરની રકમ આપવામાં લાભ થાય છે તો તે ભાગીદારીને કર ભરનાર રજીસ્ટર્ડ ન કરાવે તો પણ ઓફિસર "રજીસ્ટર્ડ ભાગીદારી" તરીકે ગણી શકશે અને એ રીતે આકારણી કરશે.

"રજીસ્ટર નહિ કરેલી" ભાગીદારી જો કોઇ એક વરસમાં નુકસાની કરે તો તે વરસની નુકસાની બીજા વરસમાં તે ભાગીદારી માંગી શકશે, પણ તેનાં ભાગીદારોને મજરે મળશે નહિ. એટલે કે એક વરસ એક ફર્મ ઉપર "રજીસ્ટર નહિ" તેવી રીતે આકારણી કરવામાં આવે તો બીજે વરસે તે જ ભાગીદારી રજીસ્ટર નહી" તેમ આકારણી કરવાથી જ પાછળની નુકસાનીનો લાભ મેળવી શકશે. "રજીસ્ટર નહિ" તેવી રીતે આકારણી કરાવવા ભાગીદારોની ઇચ્છા હોય છતાં ઇન્કમટેક્ષ ઓફિસરને આપવામાં આવેલી સત્તાની રૂએ તેને "રજીસ્ટર" તરીકે ગણે અને તેમાં તેના પાછલા વરસમાં નુકસાની હોય તો એ વરસમાં તે નુકસાની ભાગીદારોને પોતાના નફામાંથી મજરે મળશે.

કોઇ પણ શખ્સ પોતાનો આખોએ ધંધો બીજાને વેચી નાખે તો જે વરસમાં તેણે તે વેચી નાખ્યો હોય તેનાં પાછળના વરસ ઉપરનો તથા ચાલુ

વરસનો વેચી નાંખે તે સુધીનાં સમય સુધીનાં નફા ઉપરનો કર ધંધો વેચનાર પાસેથી લેવામાં આવશે. અત્યાર સુધી આ કર ધંધો ખરીદનાર પાસેથી લેવામાં આવતો હતો પણ આ વેચનાર ધણી જો ઇન્કમટેક્ષ ઓફિસરને ન મળી શકતો હોય અગર તો એની પાસેથી એને લગતો કર વસૂલ ન થઇ શકે તેમ હોય તો તે આખોએ કર ધંધો ખરીદનાર પાસેથી વસુલ કરવામાં આવશે અને ધંધો ખરીદનાર વ્યક્તિને ધંધો વેચનાર પાસેથી આ કરની રકમ મજરે લેવાનો અધિકાર રહેશે.

**કંપનીઓ:-**

દરેક થાપણવાળી કંપનીઓ જેમાં જાહેર લોકોનો તેની થાપણમાં મોટો હિસ્સો ન હોય (ખાનગી અથવા ખાનગી જેવી પણ નામની પબ્લિક-જેના શેરો પબ્લિકમાં બહુ ઓછા અપાયા હોય) તેમણે દર વરસના તેમના કુલ નફામાંથી કર લાગુ પાડવા માટે નક્કી કરેલી આવક (એસેસીબલ ઇન્કમ) નો ઓછામાં ઓછો: (જે આસરે ૭૫ ટકા કુલ આવકનો ઘણું ખરૂં થાય છે) ૬૦ ટકા જેટલો નફો તે જ વરસમાં વરસ પૂરું થએ છ મહિનાની અંદર શેરહોલ્ડરોને ડિવિડન્ડ તરીકે વ્હેંચી આપવો. જો પાછળના વરસોમાં કોઇ કંપનીએ નુકસાન કર્યું હોય અથવા તો બહુ જ જુજ નફો હોય અથવા એવા ખાસ કારણોસર કંપની માટે આવું ડિવિડન્ડ આપવું અશક્ય બને, તો એ કારણો પુરવાર કરેથી જ આ કલમમાંથી એમને તે વરસ માટે બાકાત રાખવામાં આવશે.

જો કોઇ કંપનીએ આવા ૬૦ ટકા ને બદલે ૫૫ ટકા જેટલું ડિવિડન્ડ આપ્યું હોય તો કંપની ઇન્કમટેક્ષ ઓફિસરની આ બાબતની નોટિસ આવેથી ત્રણ મહિનાની અંદર બાકીના પાંચ ટકા વધારે આપશે તો તે ૬૦ ટકા બરાબર અપાયા છે તેમજ ગણાશે. ઉપર જણાવ્યા પ્રમાણે જે કંપની ૫૦ ટકા જેટલું ડિવિડન્ડ નહિ આપે તેનાં શેરહોલ્ડરોની આવકમાં જાણે કે કંપનીએ આવું ડીવીડન્ડ આપ્યું છે એમ ગણી એમને ભાગે આવતી રકમ એમની કુલ આવકમાં ઉમેરવામાં આવશે અને કર (સુપર ટેક્ષ) લેવામાં આવશે.

જો આવી કોઇ પણ કંપનીના પાછલા વરસોના નફાથી થએલું રિઝર્વ ફંડ કંપનીએ ઉઘરાવેલી થાપણ અને લોન કેપીટલ ભેગી કરતાં અથવા કંપનીની સ્થાયી મિલકત ( ફિકસ્ડ એસેટ્સ )ની કુલ કિંમત; આ બેમાંથી જે વધારે હોય તેનાંથી વધે તો પછીના વરસોમાં કંપનીએ ફરજીઆત કુલ આવકના ૬૦ ટકા નહિ પણ ૧૦૦ ટકા ડિવિડન્ડ આપવું પડશે. નહીં આપે તો ઉપર જણાવ્યું તેમ શેરહોલ્ડરોની આવકમાં ૧૦૦ ટકા ગણતાં તેમના ભાગે આવતી રકમ તેમની કુલ આવકમાં ઉમેરવામાં આવશે.

૬ંડઃ—

અ : જો કોઇ પણ શખ્સ કોઇ ખાસ કારણ વગર ઇન્કમટેક્ષ ઓફિસરની કલમ ૨૨ (૧) ની જાહેર નોટીસ અપાયા પછી અથવા ઓફીસરે ૨૨ (અ) મુજબ કાઢેલી નોટિસ અથવા કલમ ૩૪ માં દર્શાવ્યા પ્રમાણેની નોટીસમાં મુકરર કરેલી મુદત સુધીમાં ફોર્મ ભરીને મોકલવાનું ચુકે તો અથવા,

બ : ખાસ કારણ વગર કલમ ૨૨ (૪) અથવા ૨૩ (૨) ની નોટિસનો અમલ કરવાનું ચુકે અથવા,

ક : પોતાની આવકમાંનો કોઇ આખો અથવા તેનો થોડો ભાગ જાણી જોઇને છુપાવે અને ખોટી વિગતો આપે તો, તેનેઃ—

(અ) ગુન્હા માટે, કરની રકમ ઉપરાંત વધારાની દોઢી જેટલી કરની રકમ સુધી દંડ થઈ શકશે. "બ" અને "ક" ના ગુન્હા માટેઃ—જો ઓફિસર જે શખ્સે ફોર્મ ભરી મોકલ્યું હોય તે કબુલ રાખે અને તે મુજબ જેટલો ટેક્ષ થાય અને આવા ગુન્હા ન કર્યા હોય તો જેટલો આપવાનો થાય, એ બે વચ્ચેના ફેરના કર ઉપરાંત બીજી તેટલી જ રકમની દોઢી જેટલી રકમ સુધીનો દંડ થઇ શકશે. આ દંડ ઓફિસર ઇન્સ્પેકટીંગ એસિસ્ટંટ કમિશનરની પરવાનગીથી જ નાખી શકશે.

આ દંડ ચોક્કસ દંડ નથી. વધારેમાં વધારે એટલે સુધી થઇ શકે. આ બાબતમાં એટલું કહેવાનું કે ધારાસભામાં ઇન્કમટેક્ષ એક્ષપર્ટ મિ૦ ચેમ્બર્સે ખાત્રી આપી છે કે જેવા જેવા ગુન્હા તેવા તેવા દંડ કરવામાં આવશે. જો ગુન્હો મોટો હશે તો દંડ વધારેમાં વધારે સુધીનો થશે. ગુન્હો વહેમભર્યો (ડાઉટફુલ) હશે તો ઓછો થશે અને ગુન્હો અમુક ભૂલોને પરીણામે જ થવા પામ્યો હશે તો બિલકુલ દંડ થશે નહિ.

જો કોઇ શખસની આવક રૂા. ૩૫૦૦ અથવા એથી નીચે હોય તો તેને ઇન્કમટેક્ષ ઓફિસરની જાહેર નોટિસ ૨૨ (૧) ને અનુસરીને ફોર્મ નહિ ભરવા માટે "અ"માં દર્શાવેલો દંડ લાગશે નહિ, પણ ૨૨ (૨) મુજબ ઓફિસરે મોકલાવેલ નોટિસ પછી તે તેને વખતસર મોકલવા ચુકશે તો તેને દંડ લાગી શકશે.

કોઇ પણ શખસને કોઇના એજંટ તરીકે ગણવામાં આવતો હોય તો ઇન્કમટેક્ષ ઓફિસરે ૨૨ (૨) મુજબ ફોર્મ કઢાડયા પછીજ તે ભરવાનું ચુકે તો દંડને પાત્ર બનશે.

જો કોઇ શખસ ઉપર ૨૨ (૪) અને ૨૩ (૨) ની નોટિસો કાઢી હોય અને તે તેનો અમલ કરવા ચુકે અને ઇન્કમટેક્ષ ઓફિસર આગળ પુરવાર કરે કે

તેને કર લાગી શકે તેટલી આવક નહોતી તો તેનો ફક્ત રૂા. ૨૫ સુધી જ દંડ થઇ શકશે.

**પાછળના વર્ષોની આકારણીની તપાસઃ-**

અત્યાર સુધી પાછળનાં ૧ વરસ સુધીની આકારણી થઇ શકતી હતી. હવેથી ઇન્કમટેક્ષ ઓફિસર, કોઇ શખસે પોતાની આવક જાણી જોઇને છુપાવી હોય અથવા લુચ્ચાઇથી છુપાવી હોય તો તેના છેલ્લાં આઠ વરસ સુધીના હિસાબની તપાસ કરી શકશે અને બીજા સાધારણ સંજોગોમાં ચાર વરસ સુધીની તપાસ કરી શકશે. આમ કરવા માટે ઇન્કમટેક્ષ ઓફિસર પાસે પુરતા કારણો જોઇશે, આની અસર આ કાયદો અમલમાં આવ્યો તે પહેલાંના વરસો ઉપર થશે નહિ, એટલે કે ૧૯૩૮–૩૯ ની આકારણી ૧૯૩૯–૪૦ માં ઉઘાડી શકાશે તે પહેલાંનાં વરસોની નહિ. બ્રિટિશ હિંદ બહારના શખ્સ માટે એજન્ટ તરીકે ગણાય તો તેને ૮ કે ૪ વર્ષને બદલે ૧ વર્ષ સુધી જ જોખમદારી રહેશે.

**આકારણીમાં થયેલી ભૂલો અને તે સુધારવા માટેઃ-**

આનો વખત પણ એક જ વરસ હતો. હવેથી ૪ વર્ષ સુધી આવી ભૂલો સુધરી શકશે. આ કાયદો અમલમાં આવે તે પૂર્વેના વરસોને આ સુધારો લાગુ પડશે નહિ.

**વિગતો માગવાનો હક્કઃ-**

ઇન્કમટેક્ષ ઓફિસર, જેણે જેણે જે જે શખસોને ભાડું, વ્યાજ, કમીશન, રોયલ્ટી, અથવા દલાલી, વર્ષાસન વગેરે એક વરસમાં રૂા. ૪૦૦ અથવા તેથી વધારે આપ્યું હોય તેનાં નામ, સરનામાં અને બીજી વિગતો તે આપનાર શખસ પાસેથી માગી શકશે.

**એજન્ટઃ-**

કોઇ પણ શખસને એમ જણાય કે પોતે પોતાનાં બ્રિટિશ હિંદ બહારનાં વતની ઘરાકનાં પોતા થકી થએલા ધંધાના નફા ઉપરનો કર આપવા જવાબદાર છે, તો તે તેને આપવાની રહેતી રકમમાંથી કરની આશરે થતી રકમ કાપી પોતે રાખી શકશે અને ઘરાક તથા આ શખસની વચ્ચે આ બાબતનો જો મતભેદ અથવા તકરાર ઊભી થાય તો આ શખસ ઇન્કમટેક્ષ ઓફિસર પાસેથી, કેટલી રકમ કાપી લેવી તે બાબતનું "સર્ટીફીકેટ" મેળવી શકશે અને આવું "સર્ટીફીકેટ" તે રકમ કાપી લેવાનું "વોરન્ટ" તરીકે ગણાશે. આવી રકમ કાપી લીધા પછી અને બાકીની રકમ ઘરાકોને આપી દીધા પછી ઘરાકો

ઉપરનો આપવાનો થતો કર કાપી લીધેલી રકમ કરતાં વધારે થાય તો તે શખ્સ વધારાના કર માટે જવાબદાર ગણાશે નહિ, સિવાય કે એની પાસે ઘરાકની બીજી રકમો જમા હોય.

નવા સુધારા પ્રમાણે કોઇ પણ વ્યકિત બ્રિટિશ હિંદ બહારનાં શખ્સનો ધંધો તે શખ્સની સાથેના સીધા સંબંધથી કરે અને તે શખ્સના ત્યાંના દલાલના સંબંધથી કરે તો તે બેમાં ભેદ રાખવામાં આવ્યો છે, પહેલી રીતના ધંધાથી તે બ્રિટિશ હિંદની બહારના શખ્સનો એના થકી કરેલા ધંધા માટે પોતે એજન્ટ તરીકે ગણાશે, જ્યારે બીજી રીતથી ધંધો કરવાથી તે એજન્ટ તરીકે ગણાશે નહિ.

**રીફન્ડઃ—**

હવેથી વધારે અપાએલ ટેક્ષનું રીફન્ડ કોઇ પણ રકમ ઉપર અને કોઇ પણ શખ્સને, જે એમ પુરવાર કરે કે એના ઉપર લાગતા કર કરતાં પોતે આપેલો કર અથવા તેના વતી અપાએલો કર વધારે છે તો આ બે કરની રકમ વચ્ચેના ફેર જેટલી રકમનું રીફન્ડ તેને મળી શકશે. આ રીફન્ડ મેળવવા માટેનો વખત હવેથી એક વરસને બદલે ચાર વરસનો રાખ્યો છે. આની અસર આ એકટ અમલમાં આવ્યા પહેલાંના વરસોને થશે નહિ.

**ઇન્કમટેક્ષ ઓફિસમાં કર ભરનાર તરફથી કોણ ઉભા રહી શકે?**

કોઈ પણ વ્યકિત પોતે અથવા પોતાને ત્યાં રાખેલા નોકરને પોતાની આકારણીની બાબત અંગે અથવા બીજાં એને લગતાં કામો માટે ઇન્કમટેક્ષ ઓફિસમાં મોકલી શકશે. આ ઉપરાંત એક બીજો વર્ગ ઉભો કરવામાં આવ્યો છે જે "ઇન્કમટેક્ષના સલાહકાર"ને નામે ઓળખાશે. જેના સભ્યોને કર ભરનાર પોતા બદલ ઊભા રહેવા અને તેને અંગે બીજાં કામો કરવા રોકી શકશે. આ વર્ગમાં નીચેની વ્યકિતઓનો સમાવેશ થાય છે.

૧. બેરીસ્ટર, સોલીસીટર અથવા બીજી કોઇ વ્યકિત જેને બ્રિટિશ હિંદમાં કોઈ પણ કોર્ટમાં વકીલાત કરવાનો હક છે.

૨. રજીસ્ટર્ડ એકાઉન્ટન્ટો અને રીસ્ટ્રીકટેડ સર્ટીફાઇડ એકાઉન્ટન્ટો.

૩. ઇન્કમટેક્ષ એક્ષપર્ટસ જેઓ તારીખ ૧–૪–૧૯૩૮ પહેલાં અસીલો વતી ઇન્કમટેક્ષ ઓફિસમાં ઊભા રહ્યા હોય.

**જ્યુરીસ્ડીકશનઃ (કર આકારવાની જગા):-**

કોઇ પણ વ્યક્તિ પોતાની આકારણીની જગા માટેનો વાંધો પોતે કલમ ૨૨ (૧) અથવા ૨૨ (૨) અથવા ૩૪ ને અંગે ફોર્મ ભરી મોકલ્યા પહેલાં લઇ શકશે, ફોર્મ ભર્યા પછી નહિ. અત્યાર સુધી આવો વાંધો આકારણી પૂરી થાય તે પહેલાં ગમે ત્યારે લઇ શકાતો હતો.

**ડિવિડન્ડ:-**

આની વ્યાખ્યામાં હવે ફેર કરવામાં આવ્યો છે. હવેથી કંપનીએ કરેલો કોઇ પણ પાછળના વરસોનો નફો જો કંપની પોતાની મિલકતમાંથી રોકડ ડિબેન્ચરો યા શેરો કાઢી સીધી યા આડકતરી રીતે વહેંચે તો તેને આ આવકમાં ગણવામાં આવશે.

જો કંપનીને ફડચા (લીકવીડેશન) માં લઇ જવામાં આવી હોય અને કંપનીના પાછળના વરસોના નફાની જમાવટની વહેંચણી કરવામાં આવે તો આવા છેલ્લા છ વર્ષના નફાની જમાવટની વહેંચણી ડિવિડન્ડ તરીકે ગણાશે.

કોઇ પણ કંપની પોતાની મૂડી ઓછી કરે ત્યારે જે રકમ વહેંચાય તેમાંથી સને ૧૯૩૩ પછીના થયેલા નફાની જમાવટ સુધીની રકમનો ભાગ ડિવિડન્ડની વ્યાખ્યામાં ગણવામાં આવશે.

**બ્રિટિશ હિન્દમાં વસવાટ નહિ કરનાર (નોન-રેસીડન્ટસ):-**

કોઇ શખ્સ બ્રિટિશ હિન્દમાં રહેતો ન હોય તેને બ્રિટિશ હિન્દમાં વસવાટ નહિ કરનાર તરીકે ગણવામાં આવશે.

આના બે વિભાગ પાડવામાં આવ્યા છે.

(૧) બ્રિટિશ હિન્દમાં રહેતો ન હોય છતાં બ્રિટિશ નેશનાલીટી અને સ્ટેટસ ઓફ એલીઅન્સના ૧૯૧૪ના કાયદાની રૂએ હિંદી ગણાતો હોય અથવા બ્રિટિશ હિન્દના કોઇ હિન્દી અથવા બરમામાં આવેલાં સ્ટેટસનો વતની હોય.

(૨) બાકીના બીજા બધા.

દરેક પાસેથી બ્રિટિશ હિંદમાંથી થએલ આવક ઉપર જ કર લેવામાં આવશે, પણ પહેલા વિભાગમાં આવતા શખ્સોને એમની બ્રિટિશ હિન્દમાં થએલી આવક ઉપરનો કર (ઇન્કમટેક્ષ સુપરટેક્ષ) એની આખી દુનીઆની આવકના ઉપર લાગતા દરે લેવામાં આવશે. જ્યારે બીજા વિભાગમાં જણાવ્યા

પ્રમાણેના શખસો પાસેથી એમની બ્રિટિશ હિન્દની રકમ ઉપર વધારેમાં વધારે દરે ઈન્કમટેક્ષ અને તેની દુનિયાની કુલ આવકના ઉપર લાગતા દરે સુપરટેક્ષ લેવામાં આવશે.

## કરના દર અને તેની ગણવાની પદ્ધતિઃ-

કર ગણવાની પદ્ધતિમાં ઘણો જ મોટો ફેરફાર કરવામાં આવ્યો છે. અત્યાર સુધી step system "સ્ટેપ સિસ્ટમ" હતી તેને બદલે slab system "સ્લેબ સિસ્ટમ" વિલાયતના ધોરણ મુજબ કરવામાં આવી છે.

"સ્ટેપ સિસ્ટમ"ની પદ્ધતિથી અમુક હદે પહોંચેલી આવક ઉપર તે હદ માટે અમુક ચોકકસ કરેલા દરે કર આખી રકમ ઉપર લેવાતો અને આવી રીતે દરેક હદ માટે જેમ જેમ હદ વધતી જાય તેમ તેમ દર વધતો જતો અને આવક પણ જ્યારે એક હદ કુદાવી બીજી હદમાં પહોંચતી ત્યારે એનો ઠરાવેલો દર એ આખીએ રકમ ઉપર લાગતો. જેમ કે એક માણસને રૂા. ૪૯૯૯ની આવક છે તો તેને છ પાઈના દરે આખીએ રકમ ઉપર ટેક્ષ આપવાનો થાય પણ તે રકમ જ્યારે રૂા. ૫૦૦૦ ઉપર જાય એટલે ધારો કે રૂા. ૬૦૦૦ થાય તો આખીએ રકમ ઉપર ૯ પાઈના દરે કર લેવાય અને રૂા. ૧૦,૦૦૦ ઉપર જાય તો આખીએ રકમ ઉપર એક આના લેખે દર લાગે. નવી પદ્ધતિ પ્રમાણે કર ગણવા માટે આવકના ભાગો પાડી નાખવામાં આવ્યા છે અને તે દરેક ભાગો ઉપર ઠરાવેલા દરે તે તે ભાગો ઉપર કર ગણી કુલ આવક ઉપરનો એ રીતે થતો કુલ કર ગણવામાં આવશે.

## ઈન્કમટેક્ષ અને સુપરટેક્ષના દરો નીચે મુજબ છેઃ-

ઈન્કમટેક્ષ:

(અ) વ્યક્તિઓ, રજીસ્ટર્ડ નહિ તેવી ભાગીદારી, હિન્દુ અવિભક્ત કુટુંબો અને વ્યક્તિઓનાં મંડળો માટે (કંપનીઓ સિવાય) પહેલા રૂા. ૧૫૦૦ ની આવક ઉપર કર માફ.

પછીના રૂા. ૩૫૦૦ ની આવક ઉપર કર દર રૂપીએ નવ પાઈ પ્રમાણે.

પછીનાં રૂા. ૫૦૦૦ ની આવક ઉપર કર દર રૂપીએ પંદર પાઈ પ્રમાણે.

પછીના રૂા. ૫૦૦૦ ની આવક ઉપર કર દર રૂપીએ ચોવીસ પાઈ પ્રમાણે.

બાકીની આવક ઉપર દર રૂપીએ ત્રીસ પાઈ પ્રમાણે.

રૂા. ૨૦૦૦ ની અંદરની આવકવાળાઓને ટેક્ષ લાગુ પડશે નહિ અને રૂા. ૨૦૦૦ થી થોડી ઉપર જતી રકમો માટે તે રકમની અડધી રકમ જેટલો કર ગણાશે.

સુપરટેક્ષ:

(બ) કમ્પનીઓ સિવાયના દરેક માટે પહેલાં રૂા. ૨૫૦૦૦ ની આવક ઉપર કર માફ.

પછીના રૂા. ૧૦૦૦૦ ની આવક ઉપર કર દર રૂપીએ એક આના પ્રમાણે.

પછીના રૂા. ૨૦૦૦૦ ની આવક ઉપર કર દર રૂપીએ બે આના પ્રમાણે.

પછીના રૂા. ૭૦૦૦૦ ની આવક ઉપર કર દર રૂપીએ ત્રણ આના પ્રમાણે.

પછીના રૂા. ૭૫૦૦૦ ની આવક ઉપર કર દર રૂપીએ ચાર આના પ્રમાણે.

પછીના રૂા. ૧,૫૦,૦૦૦ ની આવક ઉપર કર દર રૂપીએ પાંચ આના પ્રમાણે.

પછીના રૂા. ૧૫૦૦૦૦ ની આવક ઉપર કર દર રૂપીએ ૭ આના પ્રમાણે.

બાકીની આવક ઉપર દર રૂપીએ સાત આના પ્રમાણે.

(ક) કમ્પનીઓ માટે:

૧: ઈન્કમટેક્ષ દર રૂપીએ ૨।। આના લેખે.

૨: સુપરટેક્ષ દર રૂપીએ ૧ આના લેખે.

આ દરોથી હિંદુ અવિભકત કુટુંબોને તથા નાની કંપનીઓને અન્યાય થયો છે. હિન્દુ અવિભકત કુટુંબોને સુપરટેક્ષમાંથી પહેલાં રૂા. ૭૫૦૦૦ ની આવક સુધી માફી મળતી હતી. હવેથી પહેલા રૂા. ૨૫૦૦૦ સુધી જ મળશે. કમ્પનીઓને પહેલા રૂા. ૫૦૦૦૦ સુધી માફી મળતી હતી. હવે પહેલા રૂપીઆ-થી જ કર આપવાનો શરૂ થશે, સુપરટેક્ષ ઉપર શેરહોલ્ડરોને રીફન્ડ મળી શકતું નથી. આ દરો અને જૂના દરો વચ્ચે કયાં અને કઇ રકમો ઉપર ખાસ ફેરફાર થાય છે તે સમજવા નીચે સરખામણી આપીએ છીએ.

| રકમ | અત્યાર સુધી (જૂના દરો પ્રમાણે) કરના રૂપિયા | હવેથી (નવા દરો પ્રમાણે) |
|---|---|---|
| ૨૦૦૦ | ૧ | ......... |
| ૨૧૫૦ | ૭૩ | ૩૦ |
| ૨૫૦૦ | ૮૫ | ૪૭ |
| ૩૦૦૦ | ૧૦૨ | ૭૦ |
| ૪૦૦૦ | ૧૩૫ | ૧૧૮ |
| ૫૩૩૩ | ૨૭૧ | ૧૯૦ |
| ૮૦૦૦ | ૪૦૬ | ૩૯૮ |
| ૯૦૦૦ | ૪૫૭ | ૪૭૭ |
| ૧૦૬૦૦ | ૭૧૮ | ૬૩૦ |
| ૧૫૦૦૦ | ૧૦૧૭ | ૧૧૮૦ |
| ૨૬૫૦૦ | ૨૮૪૧ | ૩૦૭૦ |
| ૩૦૦૦૦ | ૩૨૧૭ | ૩૮૩૬ |
| ૬૦૦૦૦ | ૧૦૩૨૫ | ૧૨૨૭૪ |
| ૮૦૦૦૦ | ૧૪૮૪૦ | ૧૯૧૪૯ |

આ દરોને સમજવા અને ગણવા માટે નીચે કોઠો આપ્યો છે.

પહેલા રૂા. ૨૦૦૦ ઉપર ટેક્ષ બિલકુલ નહિ.

રૂા. ૨૦૦૦ થી ૨૦૫૧ સુધી રૂા. ૨૦૦૦ ની ઉપરની રકમનો અડધો ભાગ.

જેમકે ૨૦૨૫ ઉપર રૂા. ૧૨॥.

જેમકે ૨૦૫૦ ઉપર રૂા. ૨૫.

રૂા. ૨૦૫૨ થી ૫૦૦૦ સુધી રૂા. ૨૫–૧૪–૦ + રૂા. ૨૦૫૨ ઉપરના દરેક રૂપીઆ ઉપર નવ પાઇ ઉમેરવી.

રૂા. ૫૦૦૧ થી ૧૦૦૦૦ સુધી રૂા. ૧૬૪–૨–૩ + રૂા. ૫૦૦૧ ઉપરના દરેક રૂપીઆ ઉપર પંદર પાઇ ઉમેરવી.

રૂા. ૧૦૦૦૧ થી ૧૫૦૦૦ સુધી રૂા. ૫૫૪–૧૩–૦ + રૂા. ૧૦૦૦૧ ઉપરના દરેક રૂપીઆ ઉપર ચોવીસ પાઇ ઉમેરવી.

રૂ. ૧૫૦૦૧ થી ગમે તેટલી રકમ સુધી રૂ. ૧૧૭૯-૧૫-૬ + રૂ. ૧૫૦૦૧ ઉપરના દરેક રૂપીઆ ઉપર ત્રીસ પાઇ ઉમેરવી.

આ પ્રમાણે જ સુપરટેક્ષ ગણવાનો.

નવી પદ્ધતિ પ્રમાણે કુલ આવક ઉપર લાગતા દરે કર આપવાની રકમ ઉપર કર કેવી રીતે ગણવો તે નીચેના એક દાખલાથી બરાબર સમજી શકાશે.

એક બ્રિટિશ હિન્દ બહારનો વસનાર જે, જયપુર સ્ટેટનો વતની છે. એની કુલ આવક (૧) બ્રિટિશ હિન્દમાંથી રૂ. ૧૦૦૦ અને (૨) જયપુરમાંથી ૫૦૦૦ છે. કાયદા પ્રમાણે આને રૂ. ૧૦૦૦ ઉપર રૂ. ૬૦૦૦ ના માટે મુકરર કરેલા દરે કર લાગે તો તેની પાસેથી નીચે પ્રમાણે કર લેવાય.

| આવક | | કર |
|---|---|---|
| રૂ. ૧૫૦૦ | | ૦-૦-૦ |
| ,, ૩૫૦૦ | ૯ પાઈ લેખે | ૧૬૪-૧-૦ |
| ,, ૧૦૦૦ | ૧૫ ,, ,, | ૭૮-૨-૦ |
| રૂ. ૬૦૦૦ | | ૨૪૨-૩-૦ |

રૂ. ૬૦૦૦ ઉપર ૨૪૨-૩-૦ આપવાના થાય એ હિસાબે રૂ. ૧૦૦૦ ઉપર જે આપવાના થાય તેમ ગણવાનું.

$$\frac{૨૪૨\ ૩/૧૬ \times ૧૦૦૦}{૬૦૦૦} = ૪૦-૬-૦ \text{ કર}$$

આપવાનો થાય = ૭ ૩/૪ પાઇ લેખે.

**પરચુરણ**

વધારામાં અમુક જાતનાં સુપર એન્યુએશન (Super Annuation) ફંડ બાબત કાયદામાં સમાવેશ કરવામાં આવ્યો છે. તેમજ વીમા કંપનીઓ પાસેથી સેન્ટ્રલ બોર્ડ ઓફ રેવન્યુને મળેલી સત્તાની રૂએ ઘડેલી પદ્ધતિ (Statutory Rules made by the Central Board of Revenue) મુજબ કર આકારવામાં આવતો. હવેથી એનો સમાવેશ કાયદામાં કરવામાં આવ્યો છે જેથી એને અંગેના હવે પછીના સુધારા વડી ધારાસભામાં જ થઇ શકે. તેથી વીમા કું.ઓને જેથી હમણાં અન્યાય થતો હતો તેને બદલે નવી શાસ્ત્રીય પદ્ધતિથી કર લેવામાં આવશે. આ ઉપરાંત ઇન્કમટેક્ષ સુપરટેક્ષ બાબતની જવાબદારીમાંથી જાણીજોઇને છટકનારાઓ માટે ખાસ કલમો ઘડવામાં આવી છે.

પાના ૨૨ માં જણાવ્યા મુજબ

## વ્યાજની આપવાની રકમમાંથી કર કાપી લેતી વખતે તે બાબતના આપવાના સર્ટીફીકેટનો નમુનો.

(સને ૧૯૨૨ ના ઈન્કમટેક્ષના કાયદાની કલમ ૧૮ (૯) મુજબ)

નાણા આપનાર શખ્સનું નામઃ—

નાણા (આવક)નો પ્રકારઃ— (વ્યાજ)

શીરનામુંઃ—

નાણા લેનાર શખ્સનું નામ અને શીરનામુંઃ—

હું / અમો આ ઉપરથી સર્ટીફીકેટ આપું છું / આપીએ છીએ કેઃ—

રૂા. ... ... પર તા૦ ... ... થી તા૦ ... ... સુધીના ... ... ટકાના દરે ગણતા વ્યાજના રૂા. ... ... થાય તેમાંથી દરેક રૂપિયે ... ... પાઈ મુજબ ગણતા ઈન્કમટેક્ષના રૂા. ... ... તથા લાગુ પડતા દરે થતા સુપરટેક્ષના રૂા. ... ... મળી રૂા. ... ... કાપી લેવામાં આવેલ છે અને બાકીના રૂા. ... ... તમોને તા૦ ... ... ના રોજ આપવામાં આવેલ છે.

તા૦ ... ...

સહી ............

(નાણા આપનારની)

———:o:———

(રીફન્ડની અરજી કરતી વખતે રીફન્ડ માગનારે ભરવાનું તે)

હું આ ઉપરથી જાહેર કરૂં છું કેઃ—ઉપર દર્શાવેલું વ્યાજ જે રકમ પર મળુ છે તે મારી પોતાની મીલ્કત છે અને ઉપર જણાવ્યા મુજબ કરની રકમ કાપી લેવામાં આવી તે વખતે તે ... ... ... ... ... ના કબજામાં હતી.

સહી ............

તારીખ ............

પાના ૨૨ મા જણાવ્યા મુજબ

વલણનો નફો, કમીશન, દલાલી તથા ભાડાની આપવાની રકમમાંથી
કર કાપી લેતી વખતે આપવાના સર્ટીફીકેટનો નમુનો
(સને ૧૯૨૨ ના ઇન્કમટેક્ષના કાયદાની કલમ ૧૮ (૯) મુજબ)

નાણા આપનાર શખ્સનું નામઃ-

નાણા (આવક)નો પ્રકારઃ- વલણનો નફો / કમીશન / દલાલી / ભાડું

શીરનામુંઃ-

નાણા લેનાર શખ્સનું નામ અને શીરનામુંઃ-

હું / અમો આ ઉપરથી સર્ટીફીકેટ આપું છું / આપીએ છીએ કેઃ-

સને / સંવત ની સાલ તા૦ થી તા૦ સુધીના સમય દરમીયાન વલણના નફા / કમીશન / દલાલી / ભાડા ના

તમોને આપવાના થતા રૂ. ... ... માંથી દરેક રૂપિયે ... પાઇ મુજબ થતા ઇન્કમટેક્ષના રૂ. ... .... તથા લાગુ પડતા દરે થતા સુપરટેક્ષના રૂ. ... ... મળી રૂ. ... ... કાપી લેવામાં આવ્યા છે અને બાકીના રૂ. ... ... તમોને તા૦ ... ... ના રોજ આપવામાં આવ્યા છે.

તા૦ ... ...

સહી ______________

(નાણા આપનારની)

(રીફન્ડની અરજી કરતી વખતે રીફન્ડ માગનારે ભરવાનું તે)

હું આ ઉપરથી જાહેર કરૂં છું કેઃ-ઉપર દર્શાવેલ રકમ જે ધંધામાંથી મળી છે તે ધંધો મારો છે / ભાડું જે મીલ્કતનું મળ્યુ છે તે મીલ્કત મારી છે

સહી ______________

તારીખ ______________

## પાના ૨૪ માં જણાવેલ ફોર્મ મેળવવા માટેની અરજીનો નમુનો

મુંબાઇ, તા૦ ... ... ...૧૯

મે. ઇન્કમટેક્ષ ઓફીસર,

... વોર્ડ

મુંબાઇ,

સંવત ૧૯–૧૯–ના વર્ષની આકારણી બાબત
સને

અને

... ... ... ... ... ... બાબત

સાહેબ,

સને ૧૯૨૨ના ઇન્કમટેક્ષના કાયદાની કલમ ૨૨ પેટા કલમ ૧ મુજબની આપ સાહેબ તરફથી પ્રસિદ્ધ થયેલ નોટીસ અનુસાર

હું વિનંતી કરૂં છું કે:—
અમો કરીએ છીએ

સંવત ૧૯ ના આસો વદી અમાસ ના રોજ પુરા થતા
સને ૧૯ ના ડીસેમ્બરની તારીખ ૩૧
સને ૧૯ ના માર્ચની તારીખ ૩૧

વર્ષ દરમ્યાનની મારી / અમારી કુલ આવક તથા દુનિયાની આવકનું ફોર્મ ભરી મોકલવા માટે, મજકુર નોટીસમાં હવાલો આપ્યા મુજબના મુકરરે કરેલા ફોર્મો મને / અમને પુરા પાડવા મે. કરશોજી.

સહીઓ

# 'વધારાના નફા' ઉપરનાં કરનાં બિલની રૂપરેખા

યુદ્ધને કારણે વસ્તુઓના ભાવોમાં આવેલા ઉછાળાનો લાભ લેવા હિંદ સરકારે 'વધારાના નફા' પર ૫૦ ટકાનો કર નાંખતું એક બિલ પ્રકટ કર્યું છે. આ બિલ સંબંધમાં માહિતિ આપતું એક સત્તાવાર નિવેદન પણ પ્રકટ કર્યું છે. છતાં હજુ ઘણા વેપારી બંધુઓના મનમાં કેટલીક ગેરસમજુતિઓ ઘોળાઇ રહી છે. આ ગેરસમજુતિઓ દૂર કરતો એક અભ્યાસપૂર્ણ લેખ શ્રી. ભોગીલાલ ચીમનલાલ શાહ તરફથી તા૦ ૩-૨-૩૯ના 'જન્મભૂમિ'માં પ્રસિદ્ધ થયો છે. શ્રી. શાહે બિલની બારીક સમીક્ષા કરીને સુંદર સમજુતિ આપી છે, જે વાંચકોને જરૂર ઉપયોગી થઇ પડશે એમ માની આ પુસ્તકમાં આપવામાં આવે છે—પ્રકાશક.

   

થોડા વખતમાં વડી ધારાસભા સમક્ષ રજુ થનાર, ૨૭ મી જાન્યુઆરીએ સરકારી ગેઝેટમાં પ્રસિદ્ધ થયેલ વધારાના નફા પરના કરનો ખરડો, ખરી રીતે આજનાં યુદ્ધ માટે નાણાંની મદદ મેળવવા માટે વધારાના નફા પરની જકાતને પુનર્જીવીત કરે છે.

આ નવા કરની રૂપરેખા રજુ કરવા તથા વધારાનો કર નાખવાની તથા તેની ગણત્રી કરવાની જુદી જુદી પદ્ધતિનો ખ્યાલ આપવાનો આ પ્રયત્ન છે.

## કરનું ક્ષેત્ર

૧૯૨૨ ના આવકવેરાના ધારા નીચે જે સમયના હિસાબ પર આવક વેરો આકારવામાં આવે છે તેજ સમય એટલે કે પહેલી એપ્રીલ ૧૯૩૯ થી થી બાર મહિનાના સામાન્ય સમયના હિસાબ પર આ કર નખાશે.

વેપારના 'ધોરણસરનાં નફા'થી જે નફો વધારેનો હશે તેના પર આ નવો કર લેવાશે. કરનું પ્રમાણ વધારા પર ૫૦ ટકા હશે.

(૧) હિંદી આવકવેરાના કાયદાની કલમ ૪ (અ) માં જેની વ્યાખ્યા આપવામાં આવી છે તેવા બ્રિટિશ હિંદના રહેવાશીઓની બાબતમાં બ્રિટિશ હિંદ કે બ્રિટિશ હિંદ બહારના સર્વ પ્રકારના વેપાર, રોજગાર તથા ઉદ્યોગને આ કર લાગુ પડશે.

(૨) જેની વ્યાખ્યા આવકવેરાના કાયદાની કલમ ૪ (બ) માં આપવામાં આવી છે તેવા બ્રિટિશ હિંદમાં સામાન્ય વસવાટ નહિ કરનારની

બાબતમાં, તેમની બ્રિટિશ હિંદમાં મેળવાતી આવકને તેમજ બ્રિટિશ હિંદમાંથી જે વેપારનું સંચાલન થતું હોય તેવા બ્રિટિશ હિંદ બહારના વેપારને આ કર લાગુ પડશે.

(૩) બ્રિટિશ હિન્દમાં વસવાટ નહિ કરનારાઓ બાબતમાં, તેમના બ્રિટિશ હિન્દમાંના વેપાર યા ધંધામાંથી જે આવક થઈ હશે તેને જ આ કર લાગુ પડશે.

જો કોઇ વ્યક્તિ એક કરતાં વધુ ધંધા કરતી હશે તો બધા ધંધાઓનો તેના પર એક ધંધા તરીકે કર આકારવામાં આવશે.

જે ધંધાનો નફો સંપૂર્ણતઃ કે મુખ્યત્વે તે ધંધો કરનારની વ્યક્તિગત લાયકાતને લીધે થતો હશે તે ધંધાને વેપારઉદ્યોગ કહેવામાં આવશે નહિ. એટલે આ કર તબીબો, સોલીસીટરો, એકાઉન્ટન્ટો વીગેરે કોઇને લાગુ થશે નહિ, પરંતુ '૧૯૧૩ ના ઇન્ડીયન કંપનીઝ એકટ'ની રૂએ રજીસ્ટર થએલી કંપની અગર બીજા કોઇ કાયદાની રૂઇએ નોંધાવેલી સોસાઇટીના કીસ્સામાં થાપણ રોકવાના કે મિલકત ધરાવવાનાં કાર્યને આ કર માટે વેપાર ધંધો લેખાશે. આ બે કીસ્સાઓ સિવાય બીજી વ્યક્તિઓની આવી આવકને આ કર માટે વેપાર તરીકે લેખવામાં આવશે નહિ.

૧૯૨૨ ના હિંદી આવકવેરાના કાયદાની કલમ ૪ પેટા કલમ ૩ માં જે પ્રકારની આવકનો સમાવેશ કરવામાં આવેલ છે તે આવક આ નફા પરના વધારાના કરથી મુકત છે. આ અપવાદોમાં નીચેની આવક આવી જાય છે.

(૧) સદંતર ધાર્મિક કે સખાવતી હેતુસર ટ્રસ્ટ તરીકે કે કાયદેસર રીતે ધરાવાતી મિલ્કતની આવક.

(૨) ધાર્મિક કે સખાવતી સંસ્થા તરફથી ચલાવાતા ધંધાની આવક (જો તે સમગ્ર આવક તે સંસ્થાના હેતુ માટે જ માત્ર વપરાતી હોય તો.)

(૩) સ્થાનિક સત્તાઓ (Local authorities) ની આવક; પણ પોતાના હકુમત બહારના પરદેશમાંના વેપાર યા ધંધામાંથી યા ચાકરી દ્વારા મેળવેલ આવકનો આ અપવાદમાં સમાવેશ થશે નહિ.

(૪) અને બીજી કેટલીક વધુ આવકો.

આગળ કહ્યું તેમ "ધોરણસરના નફા" કરતાં હિસાબી વર્ષમાં જે વધુ નફો થયો હોય તેના પર આ કર નાખવામાં આવ્યો છે. "ધોરણસરનો નફો" એટલે કાં તો ઓછામાં ઓછો નફો અગર તો કોઈ ચોક્કસ સમયનો નફો. નવા કરના માટે નફાની ગણત્રી આવકવેરાના સિદ્ધાંત મુજબ કરવાની છે. એટલે કે હિંદી આવક-

વેરાના કાયદામાં ગણત્રીની જે પદ્ધતિ અખત્યાર કરવામાં આવે છે તેજ અહીં પણ અખત્યાર કરવામાં આવશે. નુકસાનની ગણત્રી પણ એ જ રીતે થશે, પરંતુ નુકસાનને બાકી ખેંચવાની મંજુરી આપવામાં નહિ આવે. ઘસારાનુ એલાવન્સ કે જે બીજા કોઇ સમયનું હોય તે જ સરખું (adjust) કરવામાં આવશે.

## ઘટાડા માટે રાહત

નફાના ઘટાડાને અંગે રાહત આપવા માટે પણ તેમાં જોગવાઇ કરવામાં આવી છે.

નફાનો ઘટાડો નીચેના સંયોગોમાં થયો ગણી શકાય.

(૧) આકારવાના હિસાબી સમયનો નફો ધોરણસરના નફા કરતાં ઓછો હોય.

(૨) અગર તો તે જ સમયમાં નુકસાન થયું હોય.

પહેલા કીસ્સામાં નફાના ઘટાડાની રકમ ધોરણસરના નફાથી જેટલી ઓછી હોય તેટલી ગણાશે, જ્યારે બીજા કીસ્સામાં તે રકમ નુકસાન અને ધોરણસરનો નફો થઇને જેટલી થાય તેટલી ગણાશે.

આ રાહત કર પાછો આપીને કે બીજી રીતે આપી શકાશે. આનો અર્થ એમ થાય કે કાં તો કરની રકમ પાછી અપાશે અગર તો બીજા કોઇ સમય માટેના વધારાના નફાના કરની રકમમાં તે મજરે આપવામાં આવશે.

આ કરની રકમ આવકવેરા માટે નક્કી કરવાની નફાની રકમમાંથી બાદ થશે. એટલે કે જો કોઈ હિસાબી સમય માટે વધારાના નફાના કર તરીકે રૂા. ૧૦ હજાર ભરવા પડે તો તે જ સમયનો આવકવેરો ગણવાની નફાની રકમમાંથી ઉપર આપેલા રૂા. ૧૦ હજાર બાદ થઇ શકશે અને તે સમયમાં થયેલા ખર્ચ તરીકે તેને ગણવામાં આવશે.

સેંટ્રલ બોર્ડ ઓફ રેવન્યુ નીચે રહેલા આવકવેરા ખાતાના અમલદારો દ્વારા આ વધારાના નફાનો કર વસુલ થશે. આ કર આકારાયા પછી એક મહિના પછી એ ભરવો પડશે અને તાજનાં લ્હેણુ તરીકે તે વસુલ થઇ શકશે. હિંદી આવકવેરાના કાયદા મુજબ આકારવાના તથા વસુલ કરવાના જે નિયમો છે તે આને પણ લાગુ પડે છે. અપીલ વીગેરે માટે પણ એ જ નિયમો છે.

## 'ધોરણસરનો નફો' એટલે શું?

ધોરણસરનો નફો એક કરતાં વધુ રીતીઓથી નક્કી થઇ શકે. ધોરણસરનો નફો નીચેની રીતે ગણી શકાય.

(૧) બિલની કલમમાં જણાવેલી ઓછામાં ઓછી રકમ કે જે રૂા. ર૦ હજારની છે.

(ર) એક કરતાં વધારે તબક્કા (Periods) માંના એક તબક્કાનો તે નફો હોઈ શકે.

(૩) વેપારમાં રોકાએલી થાપણના અમુક ટકા પણ નફા તરીકે ગણાવી શકાય.

જો આ નફો કોઇ ચોક્કસ સમયને અંગે નક્કી કરવાનો હોય તો તે સમયને પણ "ધોરણસરનો" કહી શકાય.

જો કર ભરનારની ઇચ્છા હોય તો તેના વેપારના "ધોરણસરના નફા"ની રકમ ખરડામાં જે ઓછામાં ઓછી રકમ જણાવી છે તે ર૦ હજારની ગણાવી શકાય.

જો કર ભરનાર તેના ધોરણસરના નફાની રકમ તરીકે આ ઓછામાં ઓછી રકમ ન પસંદ કરે તો તેનો નફો નીચેની રીતે ગણાશે:

(૧) 'ધોરણસરના સમય'નો નફો.

(ર) વેપારમાં રોકાએલી થાપણના કાયદેસર નક્કી થયેલા ટકા.

જો વેપાર કે ધંધો ૧૯૩૬ ની પહેલી એપ્રીલ કે તે પહેલાં શરૂ થયેલ હોય તો 'ધોરણસરનો નફો' 'ધોરણસરના સમય' મુજબ નક્કી થશે, પરંતુ તે તારીખ પછી જે વેપાર ધંધો શરૂ થયેલ હોય તેનો 'ધોરણસરનો નફો' વેપારમાં રોકાએલી થાપણના કાયદેસર નક્કી થયેલા ટકા પ્રમાણે નક્કી થશે.

## સમયની ગણત્રી કેમ થશે?

જો વેપાર ૧૯૩૫ની પહેલી જાન્યુઆરી કે તેની પહેલાં અગર ૧૯૯૧ના કાર્તિક સુદિ એકમ પહેલાં શરૂ થયેલ હોય તો ધોરણસરનો સમય નીચે મુજબ ગણાશે:

(૧) સને ૧૯૩૫નું વર્ષ અગર સંવત ૧૯૯૧ની સાલ. અથવા,

(ર) સને ૧૯૩૬નું વર્ષ અગર સંવત ૧૯૯ર ની સાલ. અથવા,

(૩) સને ૧૯૩૫ અને ૧૯૩૭ ના વર્ષો અગર તો સંવત ૧૯૯૧ અને ૧૯૯૩ની સાલ. અથવા,

(૪) સને ૧૯૩૬ તથા ૧૯૩૭ના વર્ષો અગર તો સંવત ૧૯૯૨ અને ૧૯૯૩ની સાલ.

પોતાના વેપાર માટે આ સમયમાંથી કયો સમય પોતાના વેપારના ધોરણસરના સમય તરીકે ગણવો તે કર ભરનાર નક્કી કરી શકે છે.

જો તે એક વર્ષવાળો સમય પસંદ કરે તો તે વર્ષનો તેનો સમગ્ર નફો એ ધોરણસરનો નફો ગણાશે. જો તે બે વર્ષવાળો કોઇ સમય પસંદ કરે એટલે કે સને ૧૯૩૫ અને ૧૯૩૭ અગર સને ૧૯૩૬ અને ૧૯૩૭, તો તેમાં ધોરણસરનો નફો આ બે વર્ષના સમગ્ર નફાનો અડધો નફો ગણાશે.

જો ધંધો રોજગાર ૧૯૩૫ના પહેલી જાન્યુઆરીના પછીથી અને ૧૯૩૬ ના પહેલી જાન્યુઆરીના રોજ કે તેની પહેલાં શરૂ કરવામાં આવેલ હોય તો ધોરણસરનો સમય નીચે મુજબ ગણાશે:

(૧) ૧૯૩૬નું વર્ષ. અથવા,

(૨) સને ૧૯૩૬ તથા ૧૯૩૭નું વર્ષ.

ગમે તે હોય, પરંતુ પોતાના કીસ્સામાં કયો સમય લાગુ પડે તે પસંદ કરવાનું કામ કર ભરનારાઓનું છે. ટુંકામાં પોતાને સૌથી વધુ અનુકુળ લાગે તે સમય કર ભરનાર નક્કી કરી શકે છે, પરંતુ,

(૧) તે સમય એક સાથે ૧૨ માસનો હોવો જોઇએ. અને,

(૨) તેનો અંત ૩૧ માર્ચ ૧૯૩૭ પછી આવતો ન હોવો જોઇએ.

કેટલાક એવા પણ કીસ્સા હોય કે જેમાં, જે કોઈ ધોરણસરનો સમય પસંદગી માટે ખુલ્લો હોય તે સમયનો નફો, સામાન્ય નફા કરતાં પણ ઓછો હોય. આવા કીસ્સામાં કર ભરનાર રેફરીનાં બોર્ડને 'ધોરણસરના નફા'ની મર્યાદા વધારવાની અરજી કરી શકે છે.

૧૯૧૩ના હિંદી કંપનીઓના ધારા મુજબ રજીસ્ટર થયેલી કંપનીઓની બાબતમાં આ વધારા માટે ઊંચામાં ઊંચી મર્યાદા નક્કી થઈ છે; આવા કીસ્સામાં સામાન્ય પેઇડ-અપ કેપીટલ પર ૭ ટકાનું ડિવિડન્ડ આપવા માટે તથા તેવીજ રીતે બીજી કોઇ પ્રકારની મૂડીનાં નક્કી થયેલાં ડિવિડન્ડ માટે જરૂર પડે તે કરતાં 'ધોરણસરના સમય'ના નફાની રકમ વધવી ન જોઇએ.

આહિ પણ આ બાબત રેફ્રીનાં બોર્ડની ન્યાયબુદ્ધિ પર છોડવામાં આવી છે. કારણ કે બોર્ડને જો સંતોષ થાય કે એ વેપારને માટે નક્કી થયેલી રકમ કરતાં વધુ રકમ આપવી જરૂરી છે તો તે ઉપર નિર્દેશ કરેલાં ડિવિડન્ડ માટે જરૂરી હોય તે કરતાં પણ વધુ રકમ 'ધોરણસરના સમય'ના નફા તરીકે નક્કી કરી શકે.

## મૂડીનું પ્રમાણ

હિસાબી વર્ષના નફાને 'ધોરણસરના સમય'ના નફા સાથે સરખાવવામાં આવે તેથી તે બાબતનું છેવટ આવતું નથી. કારણ કે વેપારમાં રોકાએલી મૂડીની તે સાથે તપાસ કરવી જોઇએ અને જરૂર પડે તો નફાની રકમમાં ફેરફાર કરવો જોઇએ. હિસાબી સમયમાં જે સરેરાશ મૂડી રોકવામાં આવી હોય તેની 'ધોરણસરના સમય'માં રોકાએલી સરેરાશ મૂડી સાથે સરખામણી કરવી જોઇએ.

જો હિસાબી સમયમાં રોકાએલી સરેરાશ મૂડીની રકમ ધોરણસરના સમયમાં રોકાએલી મૂડીની રકમ કરતાં વધુ હોય તો 'ધોરણસરનો નફો' વધે છે ને ઓછી હોય તો ધોરણસરનો નફો ઓછો થાય છે.

દાખલા તરીકે ધારો કે ૧૯૩૯ની ૩૧ મી ડિસેમ્બરે પુરા તથા હિસાબી વર્ષમાં વેપારમાં રોકાએલી થાપણ પંદર લાખની છે વળી ધારો કે ધોરણસરનો સમય ૧૯૩૫ તથા ૧૯૩૭ના વર્ષનો છે. ૧૯૩૫ના વર્ષમાં સાત લાખની થાપણ રોકાઇ હોય અને ૧૯૩૭ના વર્ષમાં ૧૩ લાખની થાપણ રોકાઇ હોય તો સરેરાશ ધોરણસરના સમયની થાપણ રૂા. ૧૦ લાખની થઇ. જ્યારે જે સમય માટે કર આકારવાનો છે તે સમય દરમ્યાન થાપણમાં પાંચ લાખનો વધારો થયો છે. એટલે ૧૯૩૫ તથા ૧૯૩૭ની સાલના સંયુક્ત નફામાં રૂા. ૫) લાખના વધારા ઉપર કાયદેસર નક્કી થયેલા ટકાનો વધારો કરીને, આ સમય માટેનો 'ધોરણસરનો નફો' નક્કી કરવો જોઇએ.

જે કીસ્સામાં 'ધોરણસરના સમય'નો પ્રશ્ન ઉભો ન થતો હોય તે કીસ્સામાં 'ધોરણસરનો નફો'' નક્કી કરવા માટે સરેરાશ રોકાએલી થાપણની ગણત્રી કરવાના નિયમો ખરડાના બીજા પરિશિષ્ટમાં આપવામાં આવ્યા છે.

૧૯૩૬ની પહેલી એપ્રીલ પછી શરૂ થયેલા વેપાર ધંધાનો તેમાં સમાવેશ થાય છે. આ વેપારનો ધોરણસરનો નફો હિસાબી વર્ષમાં જેટલી રકમ થાપણ તરીકે રોકાઇ હોય તે રકમના અમુક કાયદેસર નક્કી થયેલ ટકા છે.

વેપારમાં રોકાએલી સરેરાશ થાપણ નક્કી કરતી વખતે, કંપનીઓની બાબતમાં શેર કેપીટલની ગણના કરવામાં નહિ આવે, પણ તેની ગણત્રી નીચે મુજબ થશે:

(૧) વેપાર શરૂ થયા પછી ખરીદીથી મેળવેલી અસ્કયામતની બાબતમાં જે મૂલ્યથી તે ખરીદવામાં આવેલ હશે તે મૂલ્ય.

(૨) વેપાર કરનારનાં લેણાં રૂપે તે અસ્કયામત હશે તો તે લેણાના આંકડા પ્રમાણેની રકમ.

(૩) ખરીદી વિના બીજી કોઇ રીતે મેળવેલી અસ્કયામત હશે તો તે વેપારની અસ્કયામત બને ત્યારે તેની જે કિંમત હોય તે.

ઉપરના કીસ્સાની બધી ગણત્રીઓમાંથી પરિશિષ્ટમાં જણાવ્યા મુજબ ઘટાડો થશે. દાખલા તરીકે અમુક મર્યાદાઓ સાથે તેમાં જણાવવામાં આવ્યું છે કે દેણું અગર ઉછીની લીધેલ રકમો તેમાંથી બાદ જશે અને ખાસ કરીને આવકવેરો કે સુપરટેક્ષ કે વધારાના નફા અંગેનું દેણું પણ તેમાંથી બાદ જશે.

## સમાલોચના

વધારાના નફા પરના કરનો મૂળ સિદ્ધાંત એ છે કે તે કર વૃદ્ધિ પામતાં નફા પરનો છે ને આ કર નાખવાનું રાજકિય વ્યાજબિપણું એ છે કે નફો સરકારના વધતા જતા ખરચને લીધે વધ્યો છે. જો યોગ્ય ધોરણ નક્કી કરવામાં આવે તો જ નફાની ખરી વૃદ્ધિનું માપ નીકળી શકે. ખરો વધારો નક્કી કરવા માટે આકારવાના સમયના નફાને ધોરણસરના સમયના નફા સાથે સરખાવવો જોઇએ, પરંતુ ૧૯૩૮ ના વર્ષ પહેલાં સર્વત્ર સામાન્ય મંદી હતી અને તે વર્ષોમાં વેપારનો નફો સામાન્ય કરતાં પણ ઓછો હતો.

એટલે ધોરણસરનો નફો ઘણો નીચો હોઇને નફાનો બાહ્ય વધારો ખરી રીતે હોવો જોઇએ તે કરતાં વધારે દેખાશે.

એ વાત ચોક્કસ છે કે આ કર ન ધારેલાં પરિણામો નીપજાવશે, જ્યારે દેશના વેપાર પર આ કરની નવી પદ્ધતિના પ્રત્યાઘાત રૂપે વ્યક્તિગત કીસ્સાઓમાં ઘણી મુશ્કેલી ઉભી કરશે.

